ભાવનગરાધિપતિ શ્રી ભાવસિંહજી.



# ગાયન તત્વ.



બ્રિટિશ મ્યુઝિયમ લંડન.



નારાયણ.

ભાવનગરાધિપતિ મહારાજા શ્રી ભાવસિંહજી
વિવિધ જ્ઞાન ગ્રંથમાળા.

( મણકો ૨૮ મો. )

# ગાયન તત્વ.

લખનાર,

નારાયણ હેમચંદ્ર.

અમદાવાદ.
નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં લલ્લુભાઈ ઈશ્વરદાસ
ત્રિવેદીએ છાપી.

સને ૧૯૦૨.

## ભાવનગરાધિપતિ મહારાજા શ્રી ભાવસિંહજી વિવિધ જ્ઞાન ગ્રંથમાળામાંનાં આ લખનારનાં પુસ્તકો.

૫૨૦
ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

| મણકો. | | કિંમત. |
|---|---|---|
| ૧ | વિવિધ જ્ઞાન. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૨ | રત્નાવળી. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૩ | રોમિયો અને જુલિયટ. ... ... ... ... ... | ૦॥ |
| ૪ | અપરાધ તત્વ.... ... ... ... ... ... ... | ૦॥ |
| ૫ | હસ્તતત્વ વિવેક એટલે માણસને પારખવાની વિદ્યા. ... | ૦॥ |
| ૬ | નાની મીઠી વાર્તા. ... ... ... ... ... ... | ૦॥ |
| ૭ | વાસવદત્તા. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૮ | સૌન્દર્ય તત્વ. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૯ | પ્રેમ તત્વ. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૧૦ | કમળ કુમારી.... ... ... ... ... ... ... | ૦॥ |
| ૧૧ | બૈજિક તત્વ એટલે પ્રાણીઓની ચઢતી કરવાની વિદ્યા.... | ૦॥ |
| ૧૨ | કાલિદાસ અને સેક્સપિયરની તુલના ... ... ... | ૦॥ |
| ૧૩ | કવિ તત્વ. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૧૪ | કાવ્ય તત્વ. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૧૫ | હૃદય તત્વ અથવા ચારિત્ર. ... ... ... ... ... | ૦॥ |
| ૧૬ | ઈશ્વર જ્ઞાન. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૧૭ | ધર્મ જ્ઞાન. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૧૮ | અધ્યાત્મિક વિજ્ઞાન તત્વ. ... ... ... ... ... | ૦॥ |
| ૧૯ | જયસિંહ. ... ... ... ... ... ... ... | ૦॥ |
| ૨૦ | વિવિધ મીઠી વાર્તાઓ.... ... ... ... ... ... | ૦॥ |
| ૨૧ | સંસાર ધર્મ નીતિ. ... ... ... ... ... ... | ૦। |
| ૨૨ | અવગુણપર ગુણ. ... ... ... ... ... ... | ૦। |
| ૨૩ | સૃષ્ટિ ઉત્પત્તિ તત્વ. ... ... ... ... ... ... | ૦। |
| ૨૪ | સૂર્ય. ... ... ... ... ... ... ... ... | ૦। |
| ૨૫ | કર્ણસુંદરી ... ... ... ... ... ... | ૦। |
| ૨૬ | જીવોત્પત્તિ તત્વ ... ... ... ... ... | ૦। |
| ૨૭ | બ્રહ્માંડ તત્વ ... ... ... ... ... ... ... | ૦।= |
| ૨૮ | ગાયન તત્વ ... ... ... ... ... ... ... | ૦।= |

નારાયણ હેમચંદ્ર.
મુંબાઈ. કાવસજી પટેલ તળાવ.

# ગાયન તત્વ.

## ગાયનનું મહત્વ.

**નાદની મોટાઈ**—આપણે જગતમાં એવું જોઇએ છીએ કે, સ્ત્રી એ ઘણું કરીને બધાને પ્રિય હોય છે. જેમ આંખને સુંદર પદાર્થ સંતોષ પમાડે છે, જેમ ઘ્રાણેન્દ્રિયને સુગંધદાર અત્તરથી આલ્હાદ થાય છે, જેમ જીભને મિષ્ટાન્ન સેવન કર્યાથી સુખ થાય છે, તેમ કર્ણેન્દ્રિયને સુસ્વર ઘણો જ પ્રિય હોય છે. જંગલમાં ગોવાળિયાઓ પોતાના ઢોરો આનંદથી ચરે એ કારણથી વાંસળી વગાડે છે, ગાડીવાળા બળદને શ્રમ લાગે નહિ તેથી યથાક્તિ બહાદર, વગેરે નામો આપીને સ્વકપોલ કલ્પિત કવિતાઓ કહે છે. ગારૂડીઓ નાગનો ફણો કઢાવવા માટે વગાડે છે. નાના છોકરા રોવા લાગ્યાથી મા કદી પીતળનો પ્યાલો લઇને તથા ઘંટો લઇને વગાડે છે તથા હાલરણા ગાયછે. આ બધી હકીકતથી આપણને અનુમાન થઇ શકેછે કે સુસ્વર બધાને પ્રિય છે. કેટલાકો એવો અભિમાન રાખે છે કે મને ગાવું પસંદ નથી અને તે પ્રમાણે તેઓ ચાલે છે. પણ એવા માણસો ઘણા જ ઓછા છે. સુસ્વર ગાયન તેને સાંભળવા મળે તો તેનું માથું દુઃખશે એવું અમને જણાતું નથી. દરેક જાતના માણસમાં કોઇપણ જાતનું ગાવાનું હોય છે. તદ્દન જંગલી સ્થિતિના નિગ્રો લોકોમાં પણ ગાવું બજાવવું હોય છે કોઇ કોઇ મુકરર કરેલા તાલમાં તથા ઠરાવેલા સુરમાં ગાતા તથા તેને અંગે નાચતા આપણે શીદી લોકોને જોઇએ છીએ.

ગાયન દુઃખીની યાતના નિવારણનો ઉપાય છે, સુખીની પ્રીતિનું કારણ અને યોગીઓની ઉપાસનાનું મોટામાં મોટું અંગ છે. એ વાસ્તે પ્રાચીન સંગીત વેત્તાઓ કહે છે કે પ્રભુ શંકરે જગત સંસારમાં દુઃખનો બોજો જોઇને સંસારિઓના દુઃખ નિવારણનો મોટામાં મોટો ઉપાય ગીત તથા વાદ્ય પ્રકાશ કર્યો છે. જેમકેઃ—

**संसारदुःखदग्धानामुत्तमानामनुग्रहात् ।**
**प्रभुणाशंकरेणात्र गीतवाद्यं प्रकाशितम् ॥**

ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કે—

**गीतज्ञो यदि गीतेन नाप्नोति परमं पदम् ।**
**सद्रस्यानुचरो भूत्वा तेनैव सरमोदते ॥**

જે ગીતાદી છે, તે ગીત દ્વારા જ મુક્તિ મેળવી શકે છે, બીજા કોઇ કારણથી મુક્તિ નહિ થવાથી રૂદ્રના અનુચર થઇને રૂદ્ર લોકમાં રહી શકે છે.

**અવાજની મોટાઇઃ**—અવાજ એક બહોળી વિદ્યા છે અને એ કરામતી વિદ્યાના ચમત્કાર અજાયબ જેવા છે. ગાયનના આવાજથી જાણવાજોગ બનાવો બનેલા “ અવાજ ” ના ઇતિહાસના પાનાં ઉપર નોંધાયલા છે. દાખલા તરીકે કોલ્ડબ્રુકડેલમાં પહેલ વહેલો લોઢાનો મોટો પુલ મોટા મોટા ઇંજીનિયરોની દેખરેખ હેઠલ બંધાઇને તૈયાર થઇ રહ્યો હતો. તે વેળાએ ત્યાં એક વાયોલિન વગાડનાર ઉસ્તાદનું આવવું થયું. તે ઉસ્તાદ આ પુલની રચના જોઇ પોતાની વાયોલિનથી તેને ધ્રુજાવવા તૈયાર થયો. પેલા ઇંજીનિયરોએ તેને હસી કાઢ્યો, અને તે જ વખતે પેલા ગવૈયાએ પોતાની વાયોલિન તે પુલ ઉપર ઉભા રહી વગાડવા માંડી, અને વગાડતાં વગાડતાં અંતે તેણે પોતાની વાયોલિનમાંથી એવા તો સુરો કાઢ્યા કે તે સુરોથી પેલા પુલનું બાંધકામ ધ્રુજવા માંડ્યું. એ કાંઇ નહિ પણ પેલા પુલમાંથી નીકળેલો Sympathetic respond

હતો, જે વાયોલિનમાંથી નીકળેલા સુર સાથે મળી જવાથી તે પુલ ધ્રુજ્યો હતો. સુરોની કેવી શક્તિ છે ? એ જ કારણથી એક લશ્કરની ટુકડી જ્યારે કોઇ પણ પુલ ઉપરથી પસાર થાય છે, ત્યારે હમેશાં મ્યુઝિક વાગતું બંધ કરવાનો લશ્કરના ઉપરીનો હુકમ છે. અવાજની શક્તિના બે દાખલા તેનું જોર દેખાડવા બસ છે.

**ગાયનથી જનાવરો ઉપર થતી અસર**—સુધરેલી દુનિયાંના રહેવાસીઓથી તે આફ્રિકાના જંગલીઓ સુધીમાં પણ ગાયન ગાવાનો હુન્નર જોવામાં આવે છે. જનાવરો, જેઓ બોલવાની શક્તિ નથી ધરાવતાં તેઓ પણ ગાયનથી ખુશ થવાની સમજશક્તિ ધરાવે છે, એ સિદ્ધ થઈ ચુકું છે. તફાવત એટલો જ છે કે, માણુસને બોલવાની શક્તિ હોવાથી, તે ગાઈ શકે છે, ત્યારે જનાવરો વાચા વગર પણ ગાયનનો અવાજ સાંભળી તે પીછાની શકે છે. એ સરોદ સાંભળવાની અને તેને પીછાનવાની શક્તિ દરેક જનાવરના મગજના પ્રમાણુ પ્રમાણે ખીલેલી રહે છે. સાપ જેવું ઝેરી જનાવર પોતાનું મકાન છોડી બહાર નીકળી આવી, તે ડુમરીના અવાજ ઉપર મગ્ન થઈ મસ્ત થતો જણાય છે. ગારૂડીઓ પોતાના આ વાજીંત્રો ઉપર એટલા તો મસ્તાન છે કે ઝેરીમાં ઝેરી સર્પને તેઓ આ ડુમરીના અવાજથી વશ કરી શકે છે. એરિસ્ટૉટલના અનુભવ પ્રમાણે ઘોડા વાંસળીનો અવાજ વધારે પસંદ કરે છે. એક વખતે દુશ્મન ઉપર ચઢાઇ લઇ ગયેલી એક લશ્કરી ઘોડેસ્વાર ટુકડીના ઘોડાઓ રાતના મેદાનમાં ખુંટી સાથ બાંધેલા હોવા છતાં તોફાન અને ગાજવિજથી ભડકી, પોતાની બાગદોર તોડી દુશ્મનની છાવણી તરફ નહાસવા લાગ્યા, અને ત્યાં જઇ કોઈ પહાડની કઢણમાં ભરાયા. ટુકડીનો ઉપરી પોતાના સર્વ ઘોડાને એવી રીતે છુટી ગયેલા જોઇ ગભરાટમાં પડ્યો. ઘોડા વગર લઢાઈ કેમ થાય ? એવી રીતે તેને એક હિકમત યાદ આવી, અને તરત જ તેને "સ્ટેબલ કૉલ" વગાડવાનો હુકમ કીધો. તે વાગતાં જ પેલા છુટી ગયેલા ઘોડાઓ એકદમ પોતાની અસલ જગા

ઉપર આવી થરી ઠામ થઇ ઉભા. એવી જ રીતનો એક બીજો દાખલો સંગીત શાસ્ત્રમાંથી મળે છે. કહે છે કે, બેજુબેગ બાવરો નામનો નામીચો ગવૈયો વનવાસ લઈ બેઠો હતો, અને વનના જનાવરોને તેણે પોતાના ગાયનથી વશ કરી લીધાં હતાં. હીરણમાલ નામનો તેણે ગાયેલો રાગ એવાં સુરોનો બનેલો હતો કે, તે સુરોનો અવાજ સાંભળતાં જ તે વનમાં વસતાં હરણો બેજુબેગની સામે આવી નાચતાં, કુદતાં, અને જેમ જેમ તે રાગ બેજુબેગ ગાતો જતો તેમ તેમ તે હરણો જમીન ઉપર ઘુંટણ મંડીએ બેસી ખુશ થતાં હતાં. આ વાતમાં અતિશ્યોક્તિ જેવું કાંઈ લાગતું નથી, કારણકે સર્પ જેવું ઝેરી જનાવર મદારીની ડુમરીને વશ થાય છે અને કૅવૅલરીના ઘોડાઓ રણસીંગડાનો અવાજ સાંભળીને પોતાને ઠેકાણે દોડી આવે છે.

**ગાયનથી માણસના ઉપર થતી અસર**—ગાયનની અસરના સંબંધમાં એવું સિદ્ધ થયું છે કે ગાયનના અવાજથી કેટલાંક ભેજાના દર્દોથી થતા રેગ સારા થયા છે, ઉંઘ ન આવવાનું દર્દ, દિવાનાપણું, ભેજાનો તાવ, વગેરે રોગો ઉપર ગાયનના અવાજની અસર અજમાવવાની કેટલાક ડાકટરો ભલામણ કરે છે. એ અસર કેવી રીતે થાય છે. તેનો ઉપર ટપકે ખ્યાલ વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે નીચે બતાવ્યો છે—

ગાયનના સુરના અવાજ હવામાંથી પસાર થઇ કાનના પડદા ઉપર જઇ પડે છે, અને ત્યાંથી સાંભળવાના જ્ઞાનતંતુ મારફતે મગજ ઉપર તે અવાજની અસર થાય છે. જેથી ન્યુ મોગૅસ્ટિક નર્વ નાગના જ્ઞાનતંતુ જે મગજ અને શરીરના કેટલાક અગત્યના મર્મસ્થાન ( Vital organs ) સાથ ગાઢો સંબંધ રાખે છે, ( અને જે જ્ઞાનતંતુની બેસુમાર શાખાઓ શરીરમાં ફેલાઇ ગયેલી છે, અને જે તસ (arteries) અને ફસ ( Veins ) ને સંકોચી અને ફુલવી શકે છે. તેમ જ દિલ, ફેફસાં અને હોજરી ઉપર અમલ કરે છે અને દમ લેવાના તથા પાચનશક્તિના કામને વશમાં રાખી શકે છે, તે જ્ઞાનતંતુ ઉપર ગાયનના

અવાજના ઠરકાટથી અસર થાય છે. તે અસર થતાં જ નસ ફુલે છે જેથી તે મધે લોહીનો પ્રવાહ જોરથી વહે છે, લોહીના ફરવાથી ઝડપ શરીર મધ્યેની રગોમાં વધે છે, અને શરીરમાં તેજી આવે છે. લોહી જેમ વધારે ઝડપથી માણસના શરીરમાં ફરે છે, તેમ ખોરાક જલદીથી પાચન થાય છે અને ખોરાક બરાબર પચવાથી માણસની તનદરોસ્તી સુધરે છે. માટે તનદોરસ્તી સુધારવા માટે ગાયનની મુખ્ય જરૂર છે. માણસ માત્ર ચિંતાથી મોકળો નથી, પણ દુઃખ અને વિપત્તિ તથા ચિંતા અને જંજાળને વખતે ધીરજ પકડી ગાયનથી જો તેને દૂર કરવાની આપણે તજવીજ કરીશું તો આપણી ઉપર પડેલો બોઝો મોટે ભાગે ઓછો થઇ જશે, અને આપણા મગજને રાહાત અને આરામ જરૂર મળશે. ગાયનની અસર ૧ Replex action થી માણસના જ્ઞાનતંતુ ઉપર થાય છે, ૨ ગાયન લોહીના ફરવા ઉપર અસર કરે છે, ૩ ગાયન કોઇ વખત લોહીનો જોસ વધારે છે અને કોઈ વખત ઘટાડે છે (જેવું ગાયન હોય તેમ ), ૪ ગાયન જનાવર તેમ જ માણસના દિલના ધપકારામાં વધારો કરે છે.

---

# ગાયનનો ઇતિહાસ.

સુસ્વર એ ઘણું કરીને બધાને પ્રિય હોય છે એ સિદ્ધ થયા પછી ગાયનનો આરંભ શી રીતે થયો એ પ્રશ્ન સહેજ ઉત્પન્ન થાય છે. પહેલા સર્વમાં સહેલું એક સુરનું ગાયન નીકળ્યું. તેને આર્ચિક ગાયન કહેવામાં આવતું હતું. ત્યાર પછી તેને એક સ્વરાત્મક હોવાને લીધે લોકોને કંટાળો ભરેલું થયું. તથા હમેશાં સુધારો વધારો કરવા તરફ સુજ્ઞ લોકોનું લક્ષ હોવાને લીધે ગાયનમાં એક સ્વર વધારે મેળવ્યો. તેને ગાથિક ગાયન કહેતા હતા. પછી ત્રણ સ્વર સામિક ગાયન નીકળ્યું ત્યાર પછી ચાર સ્વરનું નામ નીકળ્યું હાલ પ્રચારમાં પાંચ સ્વરથી બાર સ્વર સુધીના રાગ ગાય છે, તથા સાધારણ માણસના ગળામાં અડી સપ્તક હોવાથી તેને ૩૦ સ્વરોમાં રમવાની છુટી થઈ. એટલાથી જ આપણા શાસ્ત્રકારની સુધારણા અટકી નહિ તેઓએ એક સ્વરથી તેના બમણા સ્વર સુધી ૨૨ શ્રુતિ માંની, તથા તે શ્રુતિનો પણ ગાવામાં ઉપયોગ કરવા લાગ્યા. આટલો સ્વરોમાં સુધારો વધારો થતો ગયો.

ગાયન બે જાતના છે—વૈદિક અને લૌકિક. મીમાંસા દર્શનના ભાષ્યમાં શબર સ્વામીએ લખ્યું છે કે, જે અંદરના પ્રયત્નથી સ્વરગ્રામની અભિવ્યક્તિ થાય છે, તેને ગીત કહે છે, અને સામ શબ્દમાં* તેનો ઉલ્લેખ કરવામાં આવે છે. સામવેદમાં હજારો જાતના ગીતનો ઉપાય છે, ગાયક ઇચ્છાનુસારે તેના કોઇ એક અબલંબન કરીને સામ ગાઇ શકે છે. ( મીમાંસા ૯,૩,૨૯ ભાષ્ય. ) લૌકિકની પેઠે વૈદિક ગાયનમાં પણ ક્રુષ્ટ, પ્રથમ, બીજો, ત્રીજો, ચોથો, પાંચમો અને ૭ આ સાત સ્વર છે. સામવિદ્યાન બ્રાહ્મણમાં લખ્યું છે કે આ સાત સ્વરમાં દેવતા-

---

* "સામ શબ્દ વાચ્યસ્ય ગાનસ્ય સ્વરાપમૃગક્ષરેષુ ક્રુષ્ટાદિત્રઃ સપ્તત્રિઃ સ્વરૈઃ અક્ષરવિકારાદિત્રિશ્ચ નિષ્પાદ્યતે, ક્રુષ્ટઃ પ્રથમઃ દ્વિતીયઃ તૃતીયઃ ચતુર્થઃ પ્રશ્રમઃ ષષ્ઠશ્ચ સપ્તસ્વરાઃ" ( સામ સંભાષ્ય ).

ઓ ક્રુષ્ટ, માણસો પહેલો, ગંધર્વ તથા અપ્સરાઓ બીજો, પશુઓ ત્રીજો, પિતૃલોક ચોથો, અસુર તથા રાક્ષસો પાંચમો અને ઔષધિ વનસ્પતિ વગેરે બીજું જગત છઠ્ઠા સ્વરથી પરિતૃપ્તિ મેળવે છે.*

આ સાત મૂળ સ્વરના જૂદા જૂદા ભેદથી ઘણી જાતના થયા છે.

લૌકિક ગાયન પહેલા બે ભાગમાં વહેંચાયલું છે—માર્ગ તથા દેશી. જે ગાયનો સર્વથી પહેલાં વિરિંચિ પ્રકટ કરે છે, અને ભરત વગેરે આદિ ગાયકો મહાદેવની પ્રીતિને માટે ગાતા હતા, એ બધા ગાયન જ માર્ગ નામથી પ્રસિદ્ધ છે. સંગીત શાસ્ત્રના મતે માર્ગ નાયક ગાયન સર્વદા મંગળ કરે છે. જૂદા જૂદા દેશના લોકોની રૂચિ તથા રીતિ ભેદથી જે ગાયનો જૂદા જૂદા રૂપમાં થયા અથવા ઉત્પન્ન થયા છે તેને દેશી કહેછે.

સંગીત રત્નાકરમાં લખ્યું છે:—

**सामवेदादियं गीत्तं संजग्राह पितामहः ॥**

( સંગીત રત્નાકર ૧,૨૫. )

બધા ગાયનનું મૂળ સામવેદ છે. બ્રહ્માએ સર્વથી પહેલાં સામવેદથી જ ગીત સંગ્રહ કર્યા.

---

* યોઽસૌ ક્રુષ્ટતમ ઈવ સામ્નઃ સ્વરસ્તં દેવા ઉપજીવન્તિ, યોઽવરેયાં પ્રથમતં મનુષ્યાઃ યો દ્વિતીયસ્તં ગંધર્વાપ્સરસો ય સ્તૃયસ્તં પશવો યશ્ચતુર્થસ્તં પિતરોયે ચાંડેષુ શેરતે યઃ પંચમસ્તમસુરરક્ષાંસિ યોઽસ્ત્યસ્તમોષધયો વનસ્પતયો યચ્ચાન્યજ્જગત્, ( સામવિધાત બ્રાહ્મણ ૧,૧,૮ ).

# ગાયન વિષે સામાન્ય વિચારો.

**ગાયન કોને કહે છે ?** બધા જાણે છે કે સુરવાળા શબ્દ જ ગાયન છે પરંતુ સુર એ શું છે ?

**સુર**—કોઇ વસ્તુમાં બીજી વસ્તુનો આઘાત થયાથી શબ્દ ઉત્પન્ન થાય છે; અને આહત પદાર્થના પરમાણમાં કંપન ઉત્પન્ન થાય છે. તે કંપનથી તેની ચારે બાજુની હવા પણ કંપિત થાય છે. જેમ સરોવરમાં પાણી ઉપર એક પથ્થરો ફેંકયાથી, નાની નાની તરંગમાળા ઉત્પન્ન થઇને ચારે બાજુએ મંડળાકારથી દોડે છે, તેમ કંપિત વાયુના તરંગ ચારે તરફ દોડે છે. તે બધા તરંગ કાનમાં પ્રવેશ થાય છે. કાનમાં એક પાતળી ચામડી છે. આ બધા વાયુના તરંગો તે ચામડી ઉપર પડે છે, પછી તેની સાથે સંબંધ રહેલા હાડકા વગેરેથી શ્રવણ સ્નાયુમાં જઇને મગજમાં પ્રવેશ થાય છે. તેથી આપણે શબ્દાનુભવ કરીએ છીએ.

એટલા માટે વાયુના પ્રકંપ શબ્દ જ્ઞાનનું મુખ્ય કારણ છે. વૈજ્ઞાનિકોએ નક્કી કર્યું છે કે, શબ્દથી દર સેંકડમાં ૪૮૦૦૦ વાર વાયુનો પ્રકંપ થાય, તે આપણે સાંભળી શકીએ છીએ, તેનાથી વધારે થયાથી સાંભળી શકતા નથી. મોસ્યુ સાબર્તિએ અવધારિત કર્યું છે કે, દરેક સેંકડે ૧૪ વારના ઓછા સંખ્યાના પ્રકંપ જે શબ્દમાં છે, તે શબ્દ આપણે સાંભળી શકતા નથી એ પ્રકંપની સમાન માત્રા સુરનું કારણ છે. એ પ્રકંપમાં જે વખત લાગે છે, તે જો બધી વખતે સરખો રહે, તો જ સુર ઉત્પન્ન થાય છે. જેમ ગીતમાં તાલ છે, માત્રાની સમતા માત્ર–શબ્દ પ્રકંપમાં તેમ રહેવાથી જ સુર ઉત્પન્ન થાય છે. જે શબ્દમાં તે સરખાપણું નથી તે સુર તરીકે ગણાતું નથી. તે શબ્દ એ સુર માત્ર છે. તાલ જ ગાયનનો સાર છે.

**આ સુરની એકતા અથવા બહુત્વ જ ગાયન છે**—બાહ્ય

નિસર્ગતત્વમાં ગાયન આ પ્રમાણે છે, પરંતુ તેથી માનસિક સુખ કેમ ઉત્પન્ન થતું હશે, તે કહીએ છીએ.

**કાવ્ય એ ઉત્કૃષ્ટની ચરમ સૃષ્ટિ છે.** દુનિયામાં કંઇપણ સંપૂર્ણરૂપે ઉત્કૃષ્ટ થતું નથી. બધામાં ઉત્કર્ષના કોઇ ભાગનું ઓછાપણું હોય છે અથવા કોઈ જાતનો દોષ હોય છે. પણ નિર્દોષ ઉત્કર્ષ આપણે મનથી કલ્પના કરી લઈ શકીએ છીએ. અને એકવાર મનમાં તેની પ્રતિમા સ્થાપિત કરી શકયાથી તેની પ્રતિમૂર્તિ ઉત્પન્ન કરી શકીએ છીએ. જેમકે જગતમાં કયાં પણ નિર્દોષ સુંદર મનુષ્ય મળી શકતો નથી, જેટલા માણસો જોઇએ છીએ તે બધામાં કંઇને કંઇ દોષ છે, પણ તે બધા દોષ ત્યાગીને આપણે સુંદર કાંતિ માત્ર જ સૌન્દર્ય મનમાં રાખીને એક નિર્દોષ મૂર્તિની કલ્પના કરી શકીએ છીએ; અને તે મનમાં કલ્પના કરીને નિર્દોષ પ્રતિમા પથ્થરની ઘડાઇ શકાય છે. આવી રીતે ઉત્કર્ષની ચરમસૃષ્ટિ કાવ્ય છે, ચિત્રાદિનો ઉદ્દેશ છે.

**ગાયન મનના ભાવો પ્રકાશ કરે છે**—જેમ બધી વસ્તુના જ ઉત્કર્ષની એક ચરમ સીમા છે, તેમ શબ્દની પણ છે. બાળકનું બોલવું મીઠું લાગે છે. યુવતીનો કંઠસ્વર મુગ્ધકર છે, વકતાના સ્વરભંગી જ ભાષણનો સાર છે. વકતૃતા સાંભળીને જેટલું સારૂં લાગે છે, તેટલું તે વાંચીને સારૂં લાગતું નથી, કેમકે પેલી સ્વરભંગી હોતી નથી તે વાત સહજમાં બોલ્યાથી તેમાં કંઇ રસ મળતો નથી, રસિકની કંઠ ભંગીમાં તે ઘણું સરસ થાય છે. કોઇ કોઇ એક માત્ર સામાન્ય વાતથી એટલો શોક, એટલો પ્રેમ, અથવા એટલો આહ્લાદ પ્રકાશ થતો સંભળાય છે કે શોક અથવા પ્રેમ તથા આહ્લાદ જણાવવા માટે લખેલા લાંબા ભાષણોમાં તેમાંનો સોમો ભાગ મળતો નથી. શાથી આમ થતું હશે ? કંઠના અવાજથી આ કંઠ ભંગીની જરૂર એક ચરમોત્કર્ષ છે. તે ચરમોત્કર્ષ ઘણું જ સુખકર થશે, તેમાં શું સંદેહ છે ? કેમકે સમાન્ય કંઠના અવાજથી પણ મનને ચંચળ કરી મૂકે છે. કંઠના આ

ચરમોત્કૃષ્ટ જ ગાયન છે. કંઠ ભંગી મનના ભાવનું ચિહ્ન છે. એટલા માટે ગાયનના દ્વારા બધા પ્રકાર બધી રીતે મનના ભાવ પ્રકાશ કરી શકાય છે.

**ગાયનમાં શું હોય છે:**—ભક્તિ, પ્રેમ તથા આહ્‌લાદ સંબંધી ગાયન સર્વ સમયમાં, સર્વ દેશમાં અને બધા માણસોમાં છે. કેવળ મલતા વ્યંજન ગાયન નથી. જેના યોગે રાગ દ્વેષાદિ પ્રકાશ થઇ શકે, તે શબ્દો ગીતમાં નથી રણવાદ્ય વગેરે છે ખરા, પણ એ વાદ્ય હિંસા પ્રવાચક નથી. કેવળ ઉત્સાહ જ વર્દ્ધક માત્ર છે. કલ્પનાના દ્વારા આપણે રાગ અહંકાર વગેરે બળભાવના વર્ણના ગીતમાં ભાવસિદ્ધ કરવાનો યત્ન કરીએ છીએ, પણ તે વર્ણના કલ્પના–પ્રતિષ્ઠિત માત્ર છે; નહિ સમજાવ્યાથી તે સમજાઇ શકાતા નથી. એટલા માટે એ ગીતો સ્વભાવ સંગત નથી. શોક પ્રકાશક ગીત છે, ગીતમાં તે અતિ મનોહર છે. પણ શોક ક્રુરભાવ નથી; ભક્તિ તથા પ્રેમવાચક છે.

**રાગ રાગિણીના વિશે પ્રાચીન હિંદુઓના વિચારો**—હવે રાગ રાગિણી વિષેમાં કંઇક લખીએ છીએ. જેમ તેત્રિસ આદિ દેવતામાંથી તેત્રીસ કરોડ દેવતા થયા છે, તેમ આદિમ છ રાગ અને છત્રીસ રાગિણીમાંથી અદ્‌ભુત કલ્પનાના પ્રભાવથી અસંખ્ય ઉપરાગ ઉપરાગિણી પુત્ર પૌત્રાદિની સાથે હિંદુ સંગીતમાં વિરાજમાન થયા છે. એ મોટો રહસ્ય છે. હિંદુઓની બુદ્ધિ અત્યંત કલ્પના કુતૂહલિની છે. શબ્દાર્થ માત્રને જ માનવ–ચરિત્રવાળો કરીને પરિણત કર્યા છે. પ્રાકૃતિક વસ્તુ તથા શક્તિ માત્ર દેવત્વ છે. પૃથ્વી દેવી છે; આકાશ, ઇન્દ્ર, વરુણ, અગ્નિ, સૂર્ય ચંદ્ર, વાયુ–બધામાંજ દેવ છે; નદ, નદી, દેવ દેવી છે. દેવ દેવી બધામાં જ મનુષ્યના જેવા રૂપવાળા છે; તેઓની બધાની સ્ત્રી, સ્વામી, પુત્ર, પૌત્રાદિ છે. તર્કથી પહેલા સિદ્ધ થયું કે, આ જગતનો સૃષ્ટિકર્તા એક જણ છે. તે બ્રહ્મા છે. જોવામાં આવે છે કે ઘટપટાદિનો સૃષ્ટિકર્ત્તા, સાકાર, હાથ પગ વગેરેવાળો છે. તેથી બ્રહ્મા પણ

સાકાર, હાથ પગ વાળો છે. વધારેમાં તે ચાર મુખનો છે. તે છતાં તેની એક બ્રહ્માણી પછી રહેવી જોઇએ. એક બ્રહ્માણી પણ થઇ. ઋષિયો તેના પુત્ર થયા. હંસ તેનું વાહન થયું, નહિ તો—ગતિ વિધિ કેમ થાય—બ્રહ્મ લોકમાં ગાડી પાલખીનું ઓછાપણું છે. કેવળ આટલેથી જ કલ્પના કરનારાઓ સંતુષ્ટ થયા નહિ. મનુષ્યો કામ ક્રોધાદિના વશીભૂત, મહા પાપી છે. બ્રહ્મા પણ તેવો જ છે. તે કન્યા હારી છે.

જ્યાં સૃષ્ટિકર્ત્તા વગેરે અપ્રમેય પદાર્થ છે,—આકાશ, નક્ષત્ર, ગિરિ, નદી વગેરે પ્રાકૃતિક પદાર્થ છે.—અગ્નિ, વાયુ વગેરે પ્રાકૃતિક ક્રિયા, કામાદિ મનોવૃત્તિ છે,—એ બધા મૂર્તિવાળા છે, પુત્ર કબીલાની સાથે જોડાયલા છે, બધા વિષયમાં મનુષ્ય પ્રકૃતિ સંપન્ન થયા, ત્યાં સુર સમષ્ટિ રાગ જ કેમ બાદ થાય ? તેથી તેઓ પણ સાકાર, સંસારી ગૃહી થયા. રાગની જોડે રાગિણી થઈ. કેવળ એક એક રાગિણી થઈ એમ નથી. રાગો એ કુલીન બ્રાહ્મણો છે—પલિ ગેમિષ્ટ છે એક એક રાગની ૭ ૭ રાગિણી છે. સંગીત વિદો એમાં પણ સંતુષ્ટ થયા નહિ. રાગોને શેઠ કરી મૂકયો. તેઓની રાગિણીઓના ઉપર ઉપરાગિણીઓ થઇ. જો ઉપરાગિણી થઈ તો ઉપરાગ કેમ ન થાય ! તે પણ થયા. રાગ, રાગિણી, ઉપરાગ, ઉપરાગિણી બધાએ ઘર માંડવા લાગ્યા. તેઓના પુત્ર પૌત્રાદિ જન્મ્યાં.

પરંતુ આ કેવળ રહસ્ય નથી. આ રહસ્યની અંદર વિશેષ સાર છે. રાગ રાગિણીને આકારવાળી કરવી, એ કેવળ રસિકતા પાત્ર નથી. શબ્દ શક્તિ કોણ જાણતું નથી ? કોઇ એક શબ્દ વિશેષ સાંભળ્યાથી મનનો એક વિશેષ ભાવ ઉદય થાય છે, એ બધા જાણે છે. વળી કોઈ દૃશ્ય વસ્તુ જોતા જ તે ભાવ ઉદય થઈ શકે છે. ધારો કે આપણે કોઈ વખતે કોઇ પુત્ર શોકાતુર માતાનો રોવાનો અવાજ સાંભળ્યો, ધારો કે આ જગાએ આપણે રોનારીને જોઈ શકતા નથી, કેવળ રોવાનો અવાજ સાંભળીએ છીએ. એ અવાજ સાંભળીને આપણા મનમાં શોકનો આવિર્ભાવ થયો. ફરી જ્યારે તેવાં રોવાનો અવાજ સાંભળીશું—આપણે તે

શોક યાદ આવશે-તેમ શોકનો આવિર્ભાવ થશે.

ધારો કે આપણે બીજી જગાએ જોયું કે એક પુત્ર શોકાતુર મા બેઠેલી છે. રોતી નથી. પણ તેનું મુખ જોઇને જ તેની ભારે માનસિક વેદના અનુભવ કરી શક્યા છીએ. તે સંતાપક્લિષ્ટ મ્લાનમુખમંડળનો અભિવ્યક્તિ અમારા હૃદયમાં અંકિત રહ્યું છે. ત્યારથી જ્યારે ફરી તેવું ક્લિષ્ટ મુખમંડળ જોઇશું ત્યારે અમારો તે શોક યાદ આવશે-હૃદયમાં તે લોકનો આવિર્ભાવ થશે.

એટલા માટે તે ધ્વનિ, અને તે મુખનો ભાવ બેઉ અમારા મનમાં શોકના ચિહ્નસ્વરૂપ છે. તે ધ્વનિથી તે શોક યાદ આવે છે. માનસ પ્રકૃતિના નિયમાનુસારે એનું બીજું એક ચમત્કાર ફળ ઉત્પન્ન થાય છે. શબ્દ અને મુખકાંતિ, બેઉ જ શોકનાં ચિહ્ન છે તેથી એકમેકને સ્મૃતિ માર્ગમાં ઉદ્દીપ્ત કરે છે. તેવો શબ્દ સાંભળ્યાથી જ, તેવી મુખકાંતિ સ્મરણ થાય છે, તેવું મુખ જોયાથી જ તેવો શબ્દ યાદ આવે છે. આવી રીતે વારંવાર બેઉ એકત્ર સ્મૃતિગત થયાથી બેઉની પ્રતિમા સ્વરૂપમાં પરિણત થાય છે. તે શોકવાળા મુખને તે શોકસૂચક ધ્વનિની સાકાર પ્રતિમા તરીકે જણાય છે.

ધ્વનિ અને મૂર્તિની આવી એકમેકના સંબંધાવલંબન કરીને જ પ્રાચીન લોકોએ રાગ રાગિણીને સાકાર કલ્પના કરીને તેઓનું ધ્યાન રચના કરી છે. તે બધા ધ્યાન, પ્રાચીન આર્યોની આશ્ચર્ય કવિત્વ શક્તિ તથા કલ્પના શક્તિનો પરિચય સ્થળ છે. આપણે પૂર્વ પુરૂષોની કીર્તિનું જેમ જેમ આલોચના કરીએ છીએ તેમ તેમ તેઓની મહાનુભાવ જોઇને આશ્ચર્ય પમાય છે.

એક બે ઉદાહરણ આપીએ છીએ. ઘણાકોએ ટોડી રાગિણી સાંભળી હશે. સહૃદય માણસો તે સાંભળ્યાથી એક અનિર્વચનીય ભાવથી અભિભૂત થાય છે, તે સહેલાઇથી વર્ણાય એમ નથી. જેને સાધારણ રીતે કવિઓ ‘ આવેશ ’ કહે છે, તે એ ભાવનો એકાંશ-પરંતુ એકાંશ માત્ર છે. તેની

જોડે ભોગાભિલાષ મેળવો તે ભોગાભિલાષ નીચ પ્રવૃત્તિ નહિ. જે કંઇ નિર્મળ, સુખકર છે બીજા માણસના અસાપેક્ષ છે, કેવળ આધ્યાત્મિક છે તે ભોગનો જ અભિલાષ છે. પણ તે ભોગાભિલાષની હદ નથી, તૃપ્તિ નથી, રોકાણ નથી, શાસન નથી. ભોગથી અને ભોગસુખથી અભિલાષ પોતાની મેળે ઉછળે છે. આકાંક્ષા વધે છે. પ્રાચીનોએ આ ટોડિ રાગિણીની મૂર્તિ કલ્પના કરી હતી કે તે પરમ સુંદર યુવતી છે, વસ્ત્રાલંકારથી ભૂષિતા છે પણ વિરહિણી છે. આકાંક્ષાની અનિવૃત્તિના કારણથી જ તેને વિરહિણીની કલ્પના કરવામાં આવી છે. આ વિરહિણી સુંદરી વનવિહારિણી, વનમાં નિર્જનમાં એકલી બેસીને મધુપાન કરીને ઉન્માદિની થઈ છે, વીણા વગાડીને ગાયન ગાય છે, તેના કપડા ભૂષણ બધા ખસી પડ્યા છે. વનના હરણો આવીને તેની સાથે તટસ્થ ભાવથી ઉભા રહ્યાછે.

આ ચિત્ર અનિર્વચનીય સુંદર છે—પરંતુ સૌન્દર્યતા શિવાય એમાં બીજો એક ચમત્કાર ગુણ છે. એ ટોડિ રાગિણીની ખરેખરી પ્રતિમા છે. ટોડિ રાગિણી સાંભળ્યાથી મનમાં જે ભાવનો ઉદય થાય છે, આ પ્રતિમા જોવાથી બરાબર તે ભાવ ઉત્પન્ન થાય છે.

આની રીતે બીજા રાગ રાગિણીનું ધ્યાન છે. મુલતાની, દીપકરાગની સ્ત્રી, દીપકની પડોસમાં રહેનારી લાલ વસ્ત્ર ધારી, ગૌરાંગી સુંદરી છે. ભૈરવી સફેદ અંબર પહેલી નાના પ્રકારના અલંકારથી ભૂષિતા છે—ઇત્યાદિ.

આ બધા ધ્યાન સંબંધમાં મતભેદ છે તેમાં કંઈ શક નથી. જ્યારે વૈજ્ઞાનિક વૃત્તાન્તમાં વિદ્વાનોનો મતભેદ દીઠામાં આવે છે, ત્યારે કલ્પના માત્રથી તૈયાર થયેલા વ્યાપારમાં નાના મુનિના નાના મન કેમ ન થાય ? કેવળ આંખ મીચીને મનમાં ભાવના કરીને મનથી અલંકારની સૃષ્ટિ કરવાથી અલંકારના સંબંધમાં મતભેદ થાય તેમાં વળી આશ્ચર્ય શું ? પણ કેટલાક શબ્દથી કેટલાક ભાવ ઉદય થાય છે તે બધાને કબૂલ કરવું પડશે. તર્ક કરનારાઓ કહી શકશે કે કોમળ સુરથી જો શોક સમજાય, પ્રેમ પણ સમજાય, ઉન્માદ પણ સમજાય,

તો સ્વરભેદથી એક ભાવ જ શી રીતે ઉપલબ્ધ થઇ શકે ? ઉત્તર, તે ઉપલબ્ધિ કેવળ સંસ્કારને તાબે છે. આપણી ગાયન વિદ્યામાં સુરનું બાહુલ્ય અને પ્રભેદ ઘણું છે, પરંતુ કેવળ શિક્ષણ અને અભ્યાસથી જ તેનું તારતમ્ય જાણી શકાય છે, સામાન્ય અભ્યાસથી બાળકો શરણાઈ સાંભલ્યાથી નાચે છે, હાઇલંડના રહેવાસી બાગ મળ્યાથી શરીર ફૂલાવે છે, અને પ્રાચીન હિંદુઓ આગમની સાંભળ્યાથી રૂવે છે. આ અભ્યાસ બદ્ધમૂલ અને સુશિક્ષણથી પરિણત થયાથી ભાવસંચયનું વધારેપણું ઉત્પન્ન થાય છે, બારીક બારીક અનુભવ કરી શકાય છે. કેળવણી વિનાના મૂર્ખો જેથી હસે છે, ભાવિકો તેમાં રૂવે છે. એટલા માટે લોકોમાં જે સંસ્કાર છે કે ગાયન સુખાનુભવ મનુષ્યને સ્વભાવ સિદ્ધ છે તે ભૂલ ભરેલો છે. કેટલીક રીતે એ સત્ય છે ખરૂ કે સુસ્વર બધાને સારો લાગે છે—સ્વાભાવિક તાલ બોધ બધાને છે. પરંતુ ઉંચી જાતના ગાયનનું સુખાનુભવ છે, તે શિક્ષણ શિવાય મળવું સંભવતુ નથી. અભ્યાસ શૂન્ય માણસ જેમ કાંદા ખાવાને કંટાલે છે, તેમ અશિક્ષિત માણસ ઉત્કૃષ્ટતર સંગીતથી કંટાળો ખાય છે. કેમકે બેઉ અભ્યાસના આધિન છે. સંસ્કાર વિનાનો માણસ રાગ રાગણી પરિપૂર્ણ કળાવાન ગાયન સાંભળવા ચહાતો નથી. અને બહુમિલતાવાળું યુરોપિયન સંગીત આપણા દેશીઓની પાસે અરણ્યમાં રોવું છે. પણ બેઉ સ્થાનમાં જ અનાદર જ અસભ્યતાનું ચિહ્ન કહેવું જોઇએ. જેમ રાજનીતિ, ધર્મનીતિ વિજ્ઞાન, સાહિત્ય વગેરે મનુષ્યને જાણવા જોઇએ, તેમ શરીરની સુખાકારીને માટે કસરત છે અને ચિત્ત પ્રસાદાર્થે મનોમોહિની સંગીત વિદ્યા પણ બધા માણસોને જાણવી કર્તવ્ય છે. શાસ્ત્રમાં રાજકુમાર, રાજકુમારીઓના અભ્યાસોપયોગી વિદ્યામાં સંગીતને ઉચ્ચુ આસન આપ્યું છે. આપણા દેશમાં ભદ્ર ઘરની કન્યાઓને સંગીતનું શિક્ષણ એ નિષિદ્ધ છે તથા નિંદનીય છે, તે આપણી જંગલીપણાનું ચિહ્ન છે. ઘરની સ્ત્રીઓ સંગીત નિપુણ થવાથી ઘરમાં એક અત્યંત વિમલાનંદની

ખાણ સ્થાપિત થાય છે. આપણા દેશના માણસોને દારૂ પીવાની આસક્તિ અને બીજો એક મોટો દોષ ઘણીક રીતે દૂર થઇ શકે છે. આપણા દેશમાં નિર્મળ આનંદની ખોટથી જ ઘણીક દારૂ પીવાની આસક્તિનું કારણ છે-સંગીતા પ્રિયતાથી જ ઘણાક વેશ્યાને વશ થાય છે.

ગાયનને વળી બે ભાગમાં વહેચવામાં આવ્યું છે. યંત્ર તથા ગાત્ર. વેણુ, વીણા વગેરે યંત્રથી જે ગીત પ્રકાશિત થાય છે તેને યંત્ર તથા પ્રાણીના મુખથી જે ગાયન ગવાય છે તેને ગાત્રી કહે છે. પરંતુ હાલમાં ચાલતી ભાષામાં યંત્રને ગીત નહિ કહેતા વાદ્ય અથવા વગાડવાના નામથી કહેવાયો, કેવળ મોંથી જે ગાયન થાયછે તેને ગાયન કહેછે.

---

# નાદ અથવા શ્રુતિ તત્વ.

**નાદ અથવા શ્રુતિની ઉત્પત્તિ**—બધી જાતના ગીતનું મૂળ કારણ નાદ છે. સંગીત શાસ્ત્રના મતે આત્મા અથવા ચેતનનો જ્યારે કોઇ ધ્વનિ કરવાની અભિલાષા થાય છે, ત્યારે તેની ઇચ્છાથી અંતઃકરણ ચાલે છે, તેમાં શરીરમાંની અગ્નિને ધક્કો લાગીને વાયુ ચાલિત થઇને ઉપલા ભાગમાં જાય છે. ચાલિત વાયુના ધક્કાથી ધીરે ધીરે નાભિ, હૃદય, કંઠ, મૂર્દ્ધા તથા મુખ વગેરે સ્થાનમાં ધ્વનિ થાય છે, એને નાદ અથવા શ્રુતિ કહે છે. નાદ અતિ સૂક્ષ્મ, સૂક્ષ્મ, પુષ્ટ, અપુષ્ટ તથા કૃત્રિમ આ પાંચ ભાગમાં વહેચાયલાં છે; પરંતુ ગીત–વ્યવહારમાં તેને મન્દ્ર, મધ્ય તથા તાર આ ત્રણ ભાગથી વહેચવામાં આવે છે.

**મંદ્ર, મધ્યમ અને તાર કોને કહે છે.**—હૃદયમાં જે નાદ ઉત્પન્ન થાય છે, તેને મંદ્ર, ગળામાં ઉત્પન્ન થનારને મધ્ય તથા મૂર્દ્ધસ્થાનમાં ઉત્પન્ન થનારને તાર કહે છે. મંદ્રથી બમણો મધ્ય અને તેનો બમણો તાર નાદ થાય છે. આ નિયમ શરીરમાં, વીણાયંત્રમાં એનાથી ઉલટો છે.

**નાદ અથવા શ્રુતિની સંખ્યા અને તેઓના નામ**—સંગીતદર્પણમાં આ બાવીસ શ્રુતિના નામ છે. જેમ કે–તીવ્રા, કુમુદ્વતી, મંદા, છન્દોવતી, દયાવતી, રંજની, રતિકા, રૌદ્રી, ક્રોધા, વજ્રિકા, પ્રસારિણી, પ્રીતિ, માર્જની, ક્ષિત, રક્તા, સન્દીપની, આલાપિની, મદન્તી, રોહિણી, રમ્યા, ઉગ્રા અને ક્ષોભિણી. એમાં તીવ્રા વગેરે ચાર ષડ્જમાં, દયાવતી વગેરે ત્રણ ઋષતમાં, રૌદ્રી તથા ક્રોધા નામની બે શ્રુતિઓ બે ગાંધારમાં, વજ્રિકા વગેરે ચાર મધ્યમમાં, ક્ષિતિ વગેરે ચાર પંચમમાં, મદન્તી વગેરે ત્રણ ધૈવતમાં અને આખરે બે શ્રુતિ નિષાદ સ્વરમાં થાય છે. (સંગીત દર્પણ ૫૩–૫૬.)

મતંગન, મતમાં–શ્રુતિ ૬૬ ભાગમાં વહેચાયલી છે, તેઓના ના-

મ જેવા કે-મન્દ્રા, અતિ મન્દ્રા, ઘોરા, ઘોરતરા, મંડના સૌમ્ય સુમના પુષ્કરા, શંખની, નીલા, ઉત્પલા, અનુનાસિકા, ઘોષાવતી, નીલનાદરા, આ વર્ત્તની, રણુદા, એક ગંભીરા, દીર્ઘતારા, નાદિની મન્દ્રની, સુપ્રસન્ના, નિનાદા આ બાવીશ શ્રુતિ મંદસપ્તકમાં થાય. નાદાન્તા, નિષ્કલા, ગૂઢા, સકલા, મધુરા, ગલી, એકાક્ષરા, ભૃંગજાતિ, રસગીતિ, સુરજિકા, પૂર્ણા, અલંકારિણી, વાંશિકા, વૈણિકાત્રિસ્થાના, સુસ્વરા, સૌમ્યા, ભાષાંગી. વાર્ત્તિકા, સંપૂર્ણા, પ્રસન્ના અને સર્વં વ્યાપિનિકા આ બાવીશ શ્રુતિ મધ્ય સપ્તકમાં થાય છે. ઇશ્વરી, કૌમારી, સબરાલી, મહાર્કા, શંખની, શાકા, ભોગવીર્યા, મનોરમા, સુસ્નિગ્ધક, દિવ્યાંગા, સુલલિતા, વિદ્રમા, લજ્જા, કાલી, સૂક્ષ્મા, અતિસૂક્ષ્મા, પુષ્ટા, સુપુષ્ટિકા, રૌકરી, કરાલી, વિસ્ફોટાના અને ભેદિની આ બાવીશ શ્રુતિ ભાર સપ્તકમાં આવે છે. ( સંગીતરત્નાકર ટી. ૩, ૧૩. )

**શ્રુતિની સંખ્યા કેટલી છે.**—કેટલાક સંગીતવિદ્ નાદ અથવા શ્રુતિને બાવીસ ભાગમાં વહેચે છે, બીજા ૬૬ ભાગમાં અને કેટલાક ત્રણ ભાગમાં વહેચે છે. સંગીત રત્નાકરના બનાવનાર શાર્ગદેવ કહે છે કે, ઉર્દ્ધનાડી અર્થાત્ સુષુમ્ના સંલગ્ન ૨૨ નાડી વાંકી રહે છે તેનાથી ૨૨ જાતના નાદ અથવા શ્રુતિ ઉત્પન્ન થાય છે એ વાસ્તે શ્રુતિને ૨૨ ભાગમાં વહેચવી જોઇએ.

---

# સ્વર તત્વ.

**સાત સ્વર શ્રુતિની વહેચણી.** આ બધી શ્રુતિથી ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ આવા સાત સ્વર ઉત્પન્ન થાય છે.[1] ગીત શાસ્ત્રમાં આ સાત સ્વરને સા, રિ, ગ, મ, પ, ધ, નિ આ સાત સંક્ષિપ્ત નામથી કહે છે. ષડ્જ સ્વરમાં ચાર, ઋષભમાં ત્રણ, ગાંધારમાં બે, મધ્યમમાં ચાર, પંચમમાં પાંચ, ધૈવતમાં ત્રણ અને નિષાદમાં બે જ શ્રુતિ છે.

ઉપર કહેલી શ્રુતિઓની પાંચ જાતિ છે. દીપ્તા, આયતા, કરૂણા, મૃદુ અને મધ્યા. ષડ્જ સ્વરની ચાર શ્રુતિયો છે જેવી કે દીપ્તા, આમના, મૃદુ અને મધ્ય જાતીમાં આવી રીતે ઋષભની ત્રણ છે જેવી કે, કરૂણા, મધ્યા અને મૃદુ ગાંધારની બે શ્રુતિ છે. દીપ્તા અને આયત જાતીમાં મધ્યમની ચાર છે જેવી કે દીપ્તા, આયતા, મૃદુ અને મધ્યા. પંચમની ચાર મૃદુ, મધ્યા, આયતા અને કરૂણા. ધૈવતની ત્રણ કરૂણા, આયતા તથા મધ્યા. અને નિષાદની બે દીપ્તા તથા મધ્યા છે. આ દીપ્તા જાતિવાળી ચાર પ્રકારની છે. તીવ્રા, રૌદ્રી, વજ્રિકા તથા ઉગ્રા. આયતા પાંચ પ્રકારની છે, કુમુદ્વની, ક્રોધા, પ્રસારિણી, અન્દીપની અને રોહિણી. કરૂણા ત્રણ પ્રકારની છે. દયાવતી, આલાપિની અને મદન્તિકા મૃદુ ચાર પ્રકારની છે મંદા, રતિકા, પ્રાપ્ત તથા ક્ષિતિ મધ્યા છ જાતની છે છંદોવતી, રંજની, માર્જની, રક્તિકા, રમ્યા અને ક્ષોભિની.

**સાત સ્વર**—ષડ્, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત આને માટે અનુક્રમે સ, રિ, ગ, મ, પ, ધ, નિ આ અક્ષરો સુબીદાને માટે લીધેલા છે.

ઉપર લખેલા અક્ષરો ગાતા કેવા ઉચ્ચારવા તેની નીચે ટીપ આપવામાં આવે છે.

---

1 વેદના ષડાંગનામાંના છંદ શાસ્ત્રમાં પણ આ સાત સ્વરનું વર્ણન છે.

| | ટૂંકો. | લાંબો. |
| --- | --- | --- |
| ષડ્જ | સ | સા. |
| ઋષભ | રિ | રી. |
| ગાંધાર | રી | ગા. |
| મધ્યમ | મ | મા. |
| પંચમ | ગ | પા. |
| ધૈવત | ધ | ધા. |
| નિષાદ | નિ | ની. |

ત્રણ વર્ણ હોય તો તેને પડત કહેવા જેમકે સ સ સ.

ઉપર લખેલા સાત સ્વરને સ્વરસપ્તક કહે છે. ગાવાનું કામ ઘણું કરીને ત્રણ સપ્તકમાં થાય છે એ ત્રણ સપ્તકના નામઃ—

**ત્રણ સપ્તક**—મંદ્રસપ્તક, મધ્યસપ્તક અને તારસપ્તક. મંદ્રસપ્તક એટલે વાદ્યને ગુર ગુરવા બરડાના પ્રમાણે રીદન નીચો સ્વર છે. તેના લેખન સંજ્ઞા સ્વરક્ષરના માથા ઉપર એક બિંદુ છે. જેમકેઃ— સં. રિં, ગં, મં, પં, ધં, નિં.

મધ્યસપ્તક એટલે મંદ્રસ્વરના કરતાં ઉંચ્ચો, સાધારણ માણસો બોલે છે તેવા. તેની લેખનસંજ્ઞા, ચિહ્ન વિનાના સાદા સ્વરાક્ષરો છે જેમ કે–સ, રિ, ગ, મ, પ, ધ, નિ.

તારસપ્તક એટલે મધ્યસપ્તકના કરતાં ઉચ્ચો છોકરાના બોરડા પ્રમાણે. તેની લેખન સંજ્ઞા સ્વરાક્ષરના ઉપર ઉભી રેખા છે, જેમકે,

। । । । । ।
સ, રિ, ગ, મ, ધૈ, નિ.

**ઉપર નીચેના સ્વર** આરોહ સ્વર ચઢાવવાનો, જેમકેઃ- સ, રિ, ગ, મ, પ, ધ, નિ.

અવરોહ—સ્વર ઉતારવાનો જેમકે નિ, ધ, પ, મ, ગ, રિ, સ.

**સ્વરનાં સ્વરૂપની કલ્પના** સાત મૂળ સ્વર યથાક્રમે લાલ,

જરા પીલો, ઘણો પીલો, સફેદ, કાલો, પીલો અને કર્બૂર રંગના છે અને જંબુ શાક, કુશ, ક્રૌંચ, શાલ્મલી, શ્વેત અને પુષ્કર દ્વીપમાં ઉત્પત્તિ મેળવી છે. સંગીત શાસ્ત્રમાં દોમંત્રની પેઠે આ સ્વરના ઋષિ, છંદ અને દેવતાના પણ ઉલ્લેખ જોવામાં આવે છે.

શાર્ંગ દેવના મત પ્રમાણે ષડ્જ, ગાંધાર અને મધ્યમ એ ત્રણ સ્વર દેવકુલમાં ઉત્પન્ન થયા છે, પંચમ પિટકુલમાં, ઋષભ તથા ધૈવત ઋષિકુલમાં અને નિષાદ અસુરવંશમાં ઉત્પન્ન થયો છે. ષડ્જ, મધ્યમ અને પંચમ બ્રાહ્મણ; ઋષભ તથા ધૈવત ક્ષત્રિય; નિષાદ તથા ગાંધાર વૈશ્ય અને અન્તર તથા કાકલી શૂદ્ર જાતના છે.

**સ્વર ઉત્પન્ન થવાના સ્થાન** સંગીત સમય સારના કર્ત્તાના મને નાક, ગળું, છાતી, તાળુ, જીભ અને દંત આ છ જાતના સ્થાન સંબંધમાં જે સ્વર ઉત્પન્ન થાય છે, તેનું નામ ષડ્જ છે. નાભિમંડળના ઉપરનો વાયુ કંઠ, તથા શીર્ષ દેશમાં ધક્કો લાગ્યાથી ઋષભ અર્થાત્ વૃષભના નિનાદના જેવા જે સ્વર ઉત્પન્ન થાય છે, તેનું નામ ઋષભ છે. ગંધર્વોના અતિશય સુખના કારણથી ત્રીજા સ્વરનું નામ ગાંધાર થયું છે. નાભિના ઉપલા વાયુમાં ધક્કો લાગીને હૃદયમાં જે સ્વરની ઉત્પત્તિ થાય છે તેને મધ્ય કહે છે. હોઠ, ગળું, માથું, હૃદય તથા નાભિ આ પાંચ જગાના સંબંધમાં જે સ્વર ઉત્પન્ન થાય છે. તેને પંચમ નામથી કહેવાય છે. નાભિનો ઉપલો વાયુ કંઠ, તાળુ, માથું તથા હૃદય દેશમાં પકડાયાથી જે સ્વર થાય છે તેને ધૈવત કહે છે. જે સ્વરમાં બીજા બધા સ્વર રહે છે અથવા જૂદા રહે છે, તેને નિષાદ નામ આપવામાં આવ્યું છે. ( સંગીતરત્નાકર ૨, ૨૩. ટી. )

**બાર સ્વરની સમજણ** મૂળ સાત સ્વર વિકૃત થઇને બાર જાતના થાય છે. એઓમાં ષડ્ સ્વર વિકૃત થઇને ચ્યુત તથા અચ્યુત આ બે જાતના થાય છે ષડ્જમાં સ્વાભાવિક ચાર શ્રુતિયો રહે છે, ષડ્જની આખરે શ્રુતિ હીન થયાથી તેને ચ્યુત, અને પૂર્વ શ્રુતિ હીન

થયાથી તેને અચ્યુત કહે છે. ઋષભમાં સ્વાભાવિક ત્રણ શ્રુતિ છે, પ-રંતુ જો ષડ્જની આખરની શ્રુતિની સાથે મળે, તો ચોથી શ્રુતિ વિકૃત થઇને ઋષભ થાય છે. ગાંધર મધ્યમની પહેલી શ્રુતિ લીધાથી ત્રણ શ્રુતિ વિકૃત ગાંધાર, અને મધ્યમની પહેલી તથા બીજી શ્રુતિ લીધાથી ચોથી શ્રુતિ વિકૃત ગાંધાર થાય છે. મધ્યમ ષડ્જની પેઠે ચ્યુત તથા અચ્યુત ભેદમાં બે પ્રકાર છે. પાંચમી ત્રીજી શ્રુતિમાં ભેળવ્યાથી તેને ત્રિશ્રુતિ વિકૃત પંચમ અને એ વિકૃત પંચમ મધ્યમની અંતિમ શ્રુતિ ગ્રહણ કર્યાથી ચોથી શ્રુતિ વિકૃત પંચમ થાય છે. પંચમની આખરની શ્રુતિ ધૈવતમાં પ્રવેશ કર્યાથી ચોથી શ્રુતિ વિકૃત ધૈવત થાય છે. નિષાદ ષડ્જની પહેલી શ્રુતિ ગ્રહણ કર્યાથી બીજી શ્રુતિ વિકૃત નિષાદ અને ષડ્જની બીજી શ્રુતિ ગ્રહણ કર્યાથી ચોથી શ્રુતિ વિકૃત નિષાદ થા-ય છે. વિકૃત બાર તથા મૂળ સાત એકઠા થઇને એકવીશ સ્વરના પ્રકાર થાય છે. ( સંગીત રત્નાકર ૨, ૩૭-૪૨ ) સંગીતશાસ્ત્રમાં લખ્યું છે કે મોરનો સ્વભાવિક સ્વર ષડ્જ છે, ચાતકનો ઋષભ છે, બકરાનો ગાંધાર છે, ક્રૌંચનો મધ્યમ છે, કોકીલનો પંચમ છે, દેડકાનો ધૈવત છે અને હાથીનો સ્વભાવિક સ્વર નિષાદ છે. જેમકે મયૂરચાતકચ્છાગ ક્રૌંચ-ક્મોકિલભેદર્દુવાઃ ગજશ્ચ સપ્ત ષડ્ બારીન ક્રમાદુચ્ચાર યન્ત્યમી."

( સંગીતરત્નાકર ૨, ૪૪. )

**સ્વરનો ઉપયોગ ક્યાં કરવો**—ષડ્જ તથા ઋષભ સ્વર વીર અદ્‌ભુત તથા રૌદ્રરસમાં, ધૈવત બીભત્સ તથા ભયાનક રસમાં, ગાંધાર તથા નિષાદ કરૂણ રસમાં, અને મધ્યમ તથા પંચમ હાસ્ય અથવા શૃંગાર રસમાં વધારે પ્રયોગ અથવા વાદી કરવો જોઇએ. જેમકે—

" સ-રીવીરેડદ્‌ભુતે રૌદ્રે ધો બીભત્સે ભયાનક,
કાર્યેગ-ની તુ કરુણે હાસ્ય શૃંગારયો મપૌ. "

સંગીતરત્નાકર ૨, ૫૬.

જે રાગમાં ષડ્જ અને ઋષભ આ સ્વરનું પ્રાપાલ્ય હોય છે

એટલે ૧ લા પ્રતીના હોય છે તેવા રાગનો ઉપયોગ વીર અદ્‌ભુત તથા રૌદ્ર રસમાં કરવો એવું સંગીત શાસ્ત્રમાં કહેલું છે.

જે રાગમાં ધૈવત સ્વર મુખ્ય હોય છે તે રાગનો બીભત્સ અને ભયાનકમાં ઉપયોગ કરવો.

જે રાગમાં ગાંધાર અને નિષાદ આ સ્વર પહેલા પ્રતીનો હોય છે તેવા રાગનો ઉપયોગ કરૂણ અને શાંત રસની જગાએ કરવો.

જે રાગમાં મધ્યમ અને પંચમ આ સ્વર ઘણાં હોય છે તે રાગનો ઉપયોગ હાસ્ય તથા શૃંગારમાં કરવો.

**વળી સ્વરની ચાર જાત છે.** આ બધા સ્વરથી જ બધી જાતના રાગ ઉત્પન્ન થાય છે. ઉપર કહેલા સ્વર વળી ચાર જાતના કહેવામાં આવે છે–વાદી, સંવાદી, વિવાદી અને અનુવાદી, **વાદી.** જે રાગમાં જે સ્વર ઘણીવાર ઉચ્ચારિત થાય છે, તે રાગમાં તે સ્વરને વાદી કહેવામાં આવે છે. રાગમાં વાદી જ સર્વ પ્રધાન છે, બીજા સ્વર એની જોડે ચાલે છે. બે સ્વર જે જે શ્રુતિમાં વિશ્રાંતિ મેળવે છે, તેમાં ૧૨ અથવા ૮ શ્રુતિ રહેવાથી એક બીજાના સંવાદી સ્વર થાય છે. જેમ ષડ્જ સ્વર છંદોવતી નામની ચોથી શ્રુતિમાં સમાપ્ત થાય છે અને મધ્યમ માર્જની નામની તેરમી શ્રુતિમાં વિરત થાય છે. છંદોવતી તથા માર્જનીમાં દયાવતી, રંજની, રતિકા, રૌદ્રી, ક્રોધા, વજ્રિકા, પ્રસારિણી તથા પ્રીતિ આ આઠ શ્રુતિ છે. એટલા માટે મધ્યમ ષડ્જના સંવાદી છે, આવી રીતે બાર શ્રુતિ વ્યવધાન તરીકે પંચમ પણ ષડ્જનો સંવાદી છે. ઋષભનો સંવાદી ધૈવત છે, ગાંધરનો નિષાદ છે, મધ્યમનો ષડ્જ છે, પંચમનો ષડ્જ, ધૈવતનો ઋષભ અને નિષાદનો ગાંધાર સંવાદી છે. ( સંગીતરત્નાકર ૨, ૪૬. )

**સંવાદી** ગાયનના અંશ રૂપમાં જે સ્વર કલ્પિત થાય છે, તેની જગાએ તેના સંવાદી સ્વર લગાડ્યાથી તેને રાગ કહી શકાતા નથી. અથવા રાગની નીતિ નાશ પામે છે. પૂર્વ સંવાદી જગાએ ઉત્તર સંવા-

દીનો પ્રયોગ કરવાથી રાગની ખોટ અને ઉત્તર સંવાદી જગાએ પૂર્વ સંવાદીનો ઉપયોગ કર્યાથી જાતિ હાનિ થાયછે.

**નિષાદ તથા ગાંધાર** બીજાં સ્વરના વિરોધી છે. કેટલાક સંગીત વિદોના મતથી આ બે સ્વર ઋષભ અને ધૈવત સ્વરના વિરોધી છે, બીજા સ્વરના નથી. વળી કેટલાક સંગીતવેતાઓ કહે છે કે, ઋષભ અને ધૈવત નિષાદ તથા ગાંધારના વિવાદી સ્વર છે. ગાયનમાં મુકરર સ્વરની જગાએ તેના વિવાદીનો ઉપયોગ કર્યાથી રાગનું વાદીત્વ, અનુવાદિત્વ તથા સંવાદિત્વનો નાશ થાય છે. જે બે સ્વર એક મેકની સંવાદી અથવા વિવાદી થતા નથી, તેઓ એક બીજાના અનુવાદી થાય છે. ગાયનમાં મુકરર વાદી સ્વરની જગાએ અનુવાદીનો ઉપયોગ કરી શકાય છે, તેમાં નીતિ રાગની કંઇ હાનિ થતી નથી. ( સંગીતરત્નાકાર ૨, ૪૭. )

# ગ્રામ તત્વ.

**ગ્રામના વિશે સામાન્ય વિચાર**—ગ્રામ કહેતાં સ્વરનો સમૂહ્રાય છે. એના ત્રણ પ્રકાર છે. ષડ્જ ગ્રામ, મધ્યમ ગ્રામ અને ગાંધાર ગ્રામ. તેમાંથી પ્રચારમાં પહેલાં બે ગ્રામનો ઉપયોગ થાય છે. તેમાં ષડજ ગ્રામને મુખ્ય માન્યો છે. તેનું જ લક્ષણ જ્યારે પંચમ સ્વર પોતાની ચોથી શ્રુતિ ( સપ્ત સ્વરના બાવીસ વિભાગ કંલ્પેલા છે તેને શ્રુતિ કહે છે. ) ઉપર ઉચ્ચારવામાં આવે છે ત્યારે તેને ષડજ ગ્રામ કહે છે. અને તે જ ત્યારે પોતાના ઉપાંત્ય શ્રુતિ ઉપર ઉચ્ચારવામાં આવે છે ત્યારે તેને મધ્યમ ગ્રામ કહે છે.

મૂર્છના, તાન, જાતિ અને જાત્યંશયુક્ત સ્વરોને ગ્રામ કહે છે; સ્વર ગ્રામ ત્રણ ષડ્જ, મધ્યમ અને ગાંધાર છે; મનુષ્ય લોકમાં પ્રથમ અને બીજો ગ્રામ અવલંબનથી જ ગીત વ્યવહાર થાય છે. ગાંધાર ગ્રામ માણસમાં ચાલતો નથી, એ કેવળ દેવલોકમાં જ ચાલે છે. જે સ્વરોમાં પંચ્મ સ્વર પોતાની ચોથી શ્રુતિમાં રહે છે અર્થાત્ અવિકૃત છે, તેને ષડ્જ ગ્રામ કહે છે. જે સ્વરો પંચમને પોતાની ત્રીજી શ્રુતિમાં વિશ્રાન્ત અર્થાત્ વિકૃત છે, તેનું નામ મધ્યમ ગ્રામ છે. સંગીતદર્પણના મતે સ્વરોમાં ધૈવત ત્રણ શ્રુતિ અથવા અવિકૃત રહેવાથી ષડ્જ ગ્રામ અને ધૈવત સ્વર પંચમની ચોથી શ્રુતિ ગ્રહણ કરીને ચોથી શ્રુતિ અથવા વિકૃત થયાથી મધ્યમ ગ્રામ કહી શકાય છે. સ્વરોમાં ગાંધારના ઋષભતા અંતિમ તથા મધ્યમની પહેલી શ્રુતિ પકડ્યાથી ચોથી શ્રુતિ, ધૈવત પંચમની છેલ્લી શ્રુતિ અને નિષાદ ધૈવતની આખેરની તથા ષડ્જની પહેલી શ્રુતિ ગ્રહણ કરીને વિકૃત થયાથી તેનું નામ ગાંધાર ગ્રામ છે. દંડિલના મતે મધ્યમગ્રામમાં પંચમ, ષડ્જ ગ્રામમાં ધૈવત અને એઉ ગ્રામમાં મધ્યમ સ્વરની સ્થિતિ રહેવી જોઇએ. એઓનો લોપ અ-

ચાંત્ ઉચ્ચારણ નહિ થયાથી ગ્રામ થતો નથી, પરંતુ જરૂર પ્રમાણે એના શિવાય બીજા સ્વરનો લોપ કર્યાથી પણ ગ્રામ થાય છે.[1]

ષડ્જ ગ્રામનો અધિપતિ બ્રહ્મા છે. મધ્યમનો વિષ્ણુ છે, અને ગાંધાર ગ્રામનો અધિપતિ મહાદેવ છે. હેમન્ત ઋતુના પૂર્વાહ્નમાં ષડ્જ ગ્રામ, ઉનાળામાં મધ્યાહ્નમાં મધ્યમગ્રામ, અને વર્ષા ઋતુના અપરાહ્નમાં ગાંધાર ગ્રામ અવલંબીને ગાવું જોઇએ.[2]



૧ પંચમં મધ્યમ્ ગ્રામે ષડ્જ ગ્રામે તુ ધૈવતમ્,
અલોપિનં વિજાનીયાત્ સર્વત્રૈવતુ મધ્યમં.
( સંગીતરત્નાકર ૩, ૭ ) ટી.

૨ હેમન્ત ગ્રીષ્મ વર્ષાસુગાત વ્યાસ્તુ યથાક્રમમ્,
પૂર્વાહ્નકાલે મધ્યાહ્ને પરાહ્ને ત્ર્યુધયાચિંત્રિ.
( સંગીતરત્નાકર ૩, ૮ )

# ગ્રામ સમજવાની ટીપ.

| શ્રુતિની સંખ્યા. | શ્રુતિના નામ. | શ્રુતિની જાતિ. | ષડ્જ ગ્રામના સ્વર. | મધ્યમ ગ્રામના સ્વર. | ગાંધાર ગ્રામના સ્વર. |
|---|---|---|---|---|---|
| ૧ | તીવ્રા. | દીપ્તા. | | | નિ. |
| ૨ | કુમુદ્વતી. | આયતા. | | | |
| ૩ | મંદા. | મૃદુ. | | | |
| ૪ | છંદોવતી. | મધ્યા. | સ. | સ. | સ. |
| ૫ | દયાવતી. | કરૂણા. | | | |
| ૬ | રંજની. | મધ્યા. | | | રિ. |
| ૭ | રતિકા. | મૃદુ. | રિ. | રિ. | |
| ૮ | રૌદ્રી. | દીપ્તા. | | | |
| ૯ | ક્રોધા. | આયતા. | ગ. | ગ. | |
| ૧૦ | વજ્રિકા. | દીપ્તા. | | | ગ. |
| ૧૧ | પ્રસારિણી. | આયતા. | | | |
| ૧૨ | પ્રીતિ. | મૃદુ. | | | |
| ૧૩ | માર્જની. | મધ્યા. | મ. | મ. | મ. |
| ૧૪ | ક્ષિતિ. | મૃદુ. | | | |
| ૧૫ | રક્તા. | મધ્યા. | | | |
| ૧૬ | સન્દીપની. | આયતા. | | પ. | પ. |
| ૧૭ | આલાપિની. | કરૂણા. | પ. | | |
| ૧૮ | મદન્તી. | કરૂણા. | | | |
| ૧૯ | રોહિણી. | આયતા. | | | ધ. |
| ૨૦ | રમ્યા. | મધ્યા. | ધ. | ધ. | |
| ૨૧ | ઉગ્રા. | દીપ્તા. | | | |
| ૨૨ | ક્ષોભિની. | મધ્યા. | નિં. | નિં. | |

# મૂર્ચ્છના તત્વ.

## મૂર્ચ્છના વિષે સામાન્ય વિચાર.

ક્રમથી સપ્ત સ્વરના આરોહણ અને અવરોહણ કરવાને મૂર્ચ્છના કહે છે. ફક્ત આરોહણ કર્યાથી તાન થાય છે, અને આરોહણ અને અવરોહણ કર્યાથી મૂર્ચ્છના થાય છે. પ્રત્યેક ગ્રામની સાત મૂર્ચ્છના છે.

મૂર્ચ્છના–ક્રમાનુસારે સાત સ્વરના આરોહણ અર્થાત્ પછી પછીના રૂપથી ષડ્જ વગેરે સાત સ્વરના ઉચ્ચારણ અને ઉત્પત્તિનો ક્રમથી અવરોહણ અર્થાત્ પૂર્વ પૂર્વ ભાવથી નિષાદ વગેરે સ્વરના ઉચ્ચારણનું નામ મૂર્ચ્છના છે. આવી રીતે જોતા એ આરોહણ તથા અવરોહણ વાળા સ્વરોનું નામ જ મૂર્ચ્છના છે. એનાથી રાગ મૂર્ચ્છિત અર્થાત્ વર્દ્ધિત થાય છે તેથી મૂર્ચ્છના નામ પડ્યું છે. ( ભૂપાળસિંહ, સંગીતરત્નાકર ૩, ૯) ષડ્જ ગ્રામમાં ઉત્તર મંદ્રા, રજની ઉતરાયતા, શુદ્ધ ષડ્જ, મત્સરીકૃતા, અશ્વકાન્તા અને અભિરૂદગતા નામના સાત મૂર્ચ્છના છે. આવી રીતે મધ્યમ ગ્રામમાં સૌવીરી, હારિણાશ્વા, કલોપનતા, શુદ્ધ મધ્યા, માર્ગી, પૌરવી અને હૃષ્યકા નામના સાત અને ગાંધાર ગ્રામમાં નન્દા, વિશાલા, સુમુખી, ચિત્રા, ચિત્રવતી, સુધા અને આલાપી નામની સાત મૂર્ચ્છના છે. ગાંધાર ગ્રામ મનુષ્યલોકમાં ચાલતો નથી અથવા થઈ શકતો નથી તેથી લૌકિક સંગીત શાસ્ત્રમાં ગાંધાર ગ્રામની કંઇ હકીકત નથી અને તેની મૂર્ચ્છાનાના લક્ષણાદિ પણ જાણી શકાતા નથી.[1]

મધ્ય સ્થાન સ્થિત ષડ્જથી આરંભ કરીને નિષાદ સુધી યથાક્રમથી આરોહણ અને નિષાદથી આરંભ કરીને ષડ્જ સુધી વ્યુત્ક્રમથી અવરોહણ કર્યાથી ષડ્જ ગ્રામની પહેલી મૂર્ચ્છાના ઉત્તર મન્દ્રા ઉત્પન્ન

---

૧ **તાશ્ચ સ्वर्गे प्रयोक्तव्या विशेषातेन नोदिताः**

( સંગીતરત્નાકર ૩,૨૩. ટી. )

થાય છે. આવી રીતે મન્દ્ર સ્થાન સ્થિત નિષાદ વગેરે ૭ સ્વરથી આરંભ કરીને નિયમિતરૂપે આરોહણ અને અવરોહણ કર્યાથી રજની વગેરે બીજી ૭ મૂર્ચ્છના થાય છે. મધ્ય સ્થાન સ્થિત મધ્યમ સ્વરથી આરંભ કરીને યથા નિયમે આરોહણ અને અવરોહણ કર્યાથી મધ્યગ્રામની પહેલી મૂર્ચ્છના સૌવીરી ઉત્પન્ન થાય છે. આવી રીતે ષડ્જ સ્થાન સ્થિત નિષાદ વગેરે બીજા ૭ સ્વરથી આરંભ કરીને આરોહણ તથા અવરોહરણ કર્યાથી હારિણાશ્વા વગેરે બીજી ૭ મૂર્ચ્છના થાય છે. જે સ્વરથી આરોહણનો આરંભ કરીને જે સ્વરમાં રોકાવવી પડે છે અને જે સ્વરથી અવરોહણનો આરંભ કરીને જે સ્વર સુધી મૂર્ચ્છના પૂરી થાય છે, તે સ્વરના ટુંકા નામ નીચે લખવામાં આવ્યા છે. સંગીત શાસ્ત્રીના નિયમ અનુસારે જેના ઉપર બિંદુ છે, તે મન્દ્રસ્થાનીય અને જેના ઉપર લાંબી રેખા છે તે તારસ્થાનીય છે. તેના શિવાય મધ્યસ્થાનીય જાણવા. ડાબી બાજુથી પહેલા આરંભ કરીને જમણી તરફ પૂરૂ આખર સુધી જવાનું નામ આરોહણ અને જમણી બાજુ છેલ્લો સ્વર પહેલો કરીને ડાબી બાજુમાં ડાબી છેલ્લા સ્વરમાં આવવું એનું નામ અવરોહણ જાણવું.[૧]

ષડ્જ ગ્રામની મૂર્ચ્છના.

| | |
|---|---|
| ૧ લી ઉત્તરમન્દ્રા | —સા રિ ગ મ પ ધ નિ, |
| ૨ જી રજની | —નિં સા રિ ગ મ મ પ ધ, |
| ૩ જી ઉતરાયતા | —ધં નિં સા રિ ગ મ પ, |
| ૪ થી શુદ્ધષડ્જા | —પં ધં નિં સા રિ ગ મ, |
| ૫ મી મત્સરીકૃતા | —મં પં ધં નિં સા રિ ગ, |
| ૬ ઠ્ઠી અશ્વક્રાન્તા | —ગં મં પં ધં નિં સા રિ, |
| ૭ મી અભિરૂછાતા | —રિં ગં મં પં ધં નિં સા. |

૧ मन्द्रो निन्दुशिरा भवेत। उर्द्धरेखाशिरा स्तारोलिपौ।"
(સંગીતરત્નાકર ૩,૧૩ ટી.)

મધ્યગ્રામની મૂર્ચ્છના.

૧ લી સૌવીરી —મ પ ધ નિ સા રિ ગ,
૨ જી હારિણાશ્વા —ગ મ મ પ ધ નિ સા,
૩ જી કલોપનતા —રિ ગ મ પ ધ નિ સા,
૪ થી શુદ્ધમધ્યા —સા રિ ગ મ પ ધ નિ,
૫ મી માર્ગી —નિ સ રિ ગ મ પ ધ,
૬ ટ્ઠી પૌરવી —ધ નિ સ રિ ગ મ પ,
૭ મી હૃષ્યકા —પ ધ નિ સ રિ ગ મ.

મધ્યમ ગ્રામના ૪ થી, ૫ મી, અને ૭ મી મૂર્ચ્છનાની સાથે ષડ્જ ગ્રામની ૧ લી ૨ જી ૩ જી અને ૪ થી મૂર્ચ્છનાનો કંઈ ભેદ નથી એવી પહેલી નજર જોતા જણાય છે, પણ ખરી રીતે ષડ્જ ગ્રામના પંચમ ચોથી શ્રુતિ અને મધ્ય ગ્રામના પંચમ ત્રીજી શ્રુતિ આ કારણથી એઓમાં એક બીજાની જોડે ઘણો તફાવત થાય છે. મતંગ તથા નંદિકેશ્વરના મતે દરેક મૂર્ચ્છનામાં બાર સ્વર થાય છે.[1] તેઓના મત સિદ્ધ મૂર્ચ્છનાનો આકાર આવો છે—

ષડ્જ ગ્રામની મૂર્ચ્છના.

૧ લી —ધ નિ સ રિ ગ મ પ ધ નિ સ રિ ગ,
૨ જી —નિ સ રિ ગ મ પ ધ નિ સ રિ ગ મ,
૩ જી —સ રિ ગ મ પ ધ નિ સ રિ ગ મ પ,
૪ થી —રિ ગ મ પ ધ નિ સ રિ ગ મ પ ધ.
૫ મી —ગ મ પ ધ નિ સ રિ ગ મ પ ધ નિ,
૬ ઠ્ઠી —મ પ ધ નિ સ રિ ગ મ પ ધ નિ સ,

૧ “ ઇદાની સંપ્રવક્ષ્યામિ દ્વાદશ સ્વર મૂર્છના:” ( માતંગી )
“ દ્વાદશ સ્વર સંપન્ના જ્ઞાતવ્યા મૂર્છના બુધૈ: ” ( નંદિકેશ્વર. )

૭ મી —પ ધ નિ સ રિ ગ મ પ ધ નિ સ રિ.

મધ્યમ ગ્રામની મૂર્ચ્છના.

૧ લી —નિ સ રિ ગ મ પ ધ નિ સ રિ ગ મ.
૨ જી —સ રિ ગ મ પ ધ નિ સ રિ ગ મ પ,
૩ જી —રિ ગ મ પ ધ નિ સ રિ ગ મ પ ધ,
૪ થી —ગ મ પ ધ નિ સ રિ ગ મ પ ધ નિ,
૫ મી —મ પ ધ નિ સ રિ ગ મ પ ધ નિ સ,
૬ ઠ્ઠી —પ ધ નિ સ રિ ગ મ પ ધ નિ સ રિ.
૭ મી —ધ નિ સ રિ ગ મ પ ધ નિ સ રિ ગ.

આદિ સંગીત શાસ્ત્ર બનાવનાર ભરત મુનિના મતે ગાયન અથવા વગાડવાની વખતે જે જગાએ કંઠ અથવા હાથ કંપિત થાય, તેનું નામ મૂર્ચ્છના છે. હનુમાનના મતે ષડ્જાદિ સ્વરથી ઋષભાદિ સ્વરનું ઉપર ચઢવાની જે જગાએ વિરામ થાય છે તેને મૂર્ચ્છના કહે છે.

આ બધી મૂર્ચ્છનાના વળી ચાર પ્રકાર છે—શુદ્ધા, સકાકલી, સાન્તરા અને કાકલ્યન્તર યુક્તા. મૂર્ચ્છનાના જે જે સ્વર વિકૃત અથવા અવિકૃત કહેવાય છે, તે બરાબર તેમ હોય તો તેને શુદ્ધ મૂર્ચ્છના કહેવાય. નિષાદ સ્વર ષડ્જની બે શ્રુતિ ગ્રહણ કરીને ચોથી શ્રુતિ થયાથી તેને કાકલી કહે છે. જે મૂર્ચ્છનામાં ચોથી શ્રુતિ નિષાદ અથવા કાકલી રહે છે, તેને સકાકલી કહે છે. ગાંધાર સ્વર મધ્યમની બે શ્રુતિ ગ્રહણ કરીને ચોથી શ્રુતિ થયાથી તેને અંતર કહે છે, જે મૂર્ચ્છનાનો ગાંધાર અંતર અથવા ચોથી શ્રુતિ છે, તેનું નામ સાન્તરા છે. જો એક મૂર્ચ્છના અંતર અને કાકલીવાળી થાય, તો તેને કાકલાન્તરવાળી કહે છે. આ છપન્ન જાતની મૂર્ચ્છના પહેલા વગેરે સ્વરથી આરંભ ભેદથી વળી સાત પ્રકારની થાય છે એટલા માટે બધી મળીને ૩૯૨ જાતની મૂર્ચ્છના ૭×૨=૧૪,૧૪×૪=૫૬,૫૬×૭=૩૯૨.)

( સંગીત રત્નાકર ૩,૧૯.)

અક્ષ, રાક્ષસ, નારદ, બ્રહ્મા, સર્પ, અશ્વિની કુમાર અને વરૂણ એઓ યથાક્રમથી ષડ્જ ગ્રામની સાત મૂર્ચ્છનાના અધિપતિ છે. બ્રહ્મા, ઇન્દ્ર, વાયુ, ગંધર્વ, સિદ્ધ, દ્રુહિણ અને ભાનુ એઓ યથાક્રમે મધ્યમની સાત મૂર્ચ્છનાના અધિપતિ છે. જે મૂર્ચ્છનાના જે અધિપતિ મુકરર કરવામાં આવ્યા છે તે તે મૂર્ચ્છનામાં પ્રીતિ મેળવે છે.



# તાન તત્વ.

**તાન વિષે સામાન્ય વિચારો**—જેવી રીતે નીચે ઉચ્ચારવાળા સ્વરને મૂર્ચ્છના કહે છે, તેવી રીતે કેવળ ઉપર ધીરે ધીરે ચઢવાળા સ્વરોને તાન કહેવામાં આવે છે. તાન પહેલા બે ભાગમાં જૂદા પડે છે, શુદ્ધ તાન અને કુટ તાન. મૂર્ચ્છના એક સ્વર હીન થઇને ષડ્ સ્વર અને બે સ્વર હીન થઇને પંચસ્વરથી થયાથી તેને શુદ્ધ તાન કહે છે. ષડ્ સ્વર શુદ્ધ તાનને ષાડવ અને પંચસ્વર—શુદ્ધ તાનને ઔડવ કહી શકાય છે.

ષાડવ શુદ્ધ તાન બધા મળીને ઓગણપચાસ છે. ષડ્જ ગ્રામની સાત મૂર્ચ્છના ષડ્જ, ઋષભ, પંચમ અથવા નિષાદ એઓમાંથી કોઈ હીન થઇને ૨૮ ષાડવ શુદ્ધ તાન ઉત્પન્ન થાય છે. અને મધ્યમ ગ્રામની સાત મૂર્ચ્છના ષડ્જ, ઋષભ અને ગાંધાર એમાં કોઈ એક હીન થઇને ૨૧ ષાડવ શુદ્ધ તાન ઉત્પન્ન થાય છે.

ઔડવ શુદ્ધ તાન સર્વ મળીને ૩૫ છે. ષડ્જ ગ્રામના સાત મૂર્ચ્છનાથી ષડ્જ તથા પંચમ હીનમાં સાત આ એકવીશ તાન થાય છે. આવી રીતે મધ્યમ ગ્રામની મૂર્ચ્છનાથી ઋષભ તથા ધૈવત નહિ રહેવાથી સાત અને ગાંધાર તથા નિષાદની ખોટથી સાત આ ચઉદ તાન થાય છે. બધા મળીને તાનની સંખ્યા ૮૪ છે.

**કુટ તાન**—પૂર્ણ અથવા અસંપૂર્ણ મૂર્ચ્છના વ્યુત્ક્રમ ઉચ્ચારિત થયાથી તેને કુટ તાન કહે છે. પૂર્ણ મૂર્ચ્છનામાં જે કુટ તાન ઉત્પન્ન થાય છે, તેને પૂર્ણ અને અસંપૂર્ણમૂર્ચ્છનાથી જે ઉત્પન્ન થાય છે, તેને અસંપૂર્ણ કુટ તાન કહે છે. એક પૂર્ણ મૂર્ચ્છનામાં ૫૦૪૦ સુધી કુટ તાન થઇ શકે છે. પૂર્ણ મૂર્ચ્છના ૫૬ છે. એટલા માટે કુટ તાન ૨૮૨૨૪૦ થઈ શકે છે.

પૂર્ણ મૂર્ચ્છનાની અન્ત્ય એક નહિ હોવાથી ષટ્ સ્વર અસંપૂર્ણ તાન થાય છે. આવી રીતે બે વાર અન્ત્યસ્વરની ખોટથી પંચ સ્વર,

૩ ની ખોટથી ચોથો સ્વર, ૪ ની ખોટથી ત્રણ સ્વર, પાંચ નહિ રહે-વાથી બે સ્વર અને અન્ત્ય છ સ્વર નહિ રહેવાથી એક સ્વર કુટ તાન કહેવાય છે. આવી રીતે દરેક મૂર્ચ્છનામાં ૬૬ અસંપૂર્ણ કુટ તાન થાય છે. ષટ્ સ્વર કુટ તાનનું નામ ષાડવ, પાંચ સ્વર ઓડવ, ચાર સ્વર સ્વરાન્તર, ત્રણ સ્વર સાવિક, બે સ્વર ગાથિક અને એક સ્વરનું નામ આર્ચિક છે. આ ષાડવ વગેરેને સંગીત શાસ્ત્રમાં ક્રમ નામથી ઉલ્લેખ કરવામાં આવે છે.

---

# રાગ તત્વ.

**રાગ વિશે સામાન્ય વિચારો** ગ્રામથી રાગ ઉત્પન્ન થાય છે. એ માણસ વગેરેના ચિતને રંજિત કરે છે તેથી આદિ સંગીત વેતાઓ એને રાગ આ સંજ્ઞા આપી છે. સંગીત દર્પણમાં લખ્યું છે કે, શિવ તથા શક્તિના યોગથી શિવના મુખથી શ્રીરાગ, વસંત, ભૈરવ, પંચમ અને મેઘનામક રાગ ઉત્પન્ન થયા અને ગિરિજાના મોંથી નટ રાગ ઉત્પન્ન થયો ( સંગીત દર્પણ રાગાધ્યાય ૯–૧૧ ) એનાથી જણાય છે કે સર્વથી પહેલાં કેવળ ૭ રાગ હતા, સંગીત વેત્તાઓએ ત્યાર પછી તેનાથી બીજા રાગ, રાગણીઓ, ઉપરાગ વગેરે બનાવી લીધા. પ્રાચીન સંગીત શાસ્ત્રમાં બધા મળીને વીશ જાતના રાગ તથા છત્રીશ જાતની રાગણીઓ નિરૂપિત થઇ છે, અને રાગિણીનું રાગની સ્ત્રી તરીકે વર્ણન કર્યું છે. જૂદા જૂદા કાળમાં તે રાગ અને રાગિણીથી શુદ્ધ તથા મિશ્રિત ભાવથી ઘણાક ગાયનો બન્યાં છે. પ્રાચીન તત્વનો વિચાર કર્યાથી જણાય છે કે પ્રાચીન આર્યો હિંદુઓથી સર્વથી પહેલા સંગીત વિદ્યાની સૃષ્ટિ થઇ પછી બીજી રીતિયે ઉન્નતિ કરી મુસલમાનના અધિપત્યની વખતે સંગીત વિદ્યાની ઘણી ઉન્નતિ છે.

મનને અલ્હાદ આપનાર જે સ્વરની રચના તેને સંગીતશાસ્ત્રમાં રાગ કહેવામાં આવે છે.

રાગના અંગો બે છે. આરોહ અને અવરોહ.

આરોહ કહેતાં નીચલા સ્વરથી ઉપરના સ્વર તરફ જવું. જેમકેઃ–
સા, રિ, ગ, મ, પ, ધ, ની.

અવરોહિ કહેતાં ઉપલા સ્વરથી નીચે ઉતરતા જવું જેમકેઃ–
નિ, ધ, પ, મ, ગ રિ સા.

રાગના પ્રકાર ત્રણ છે આડવ, ષાડવ અને સંપૂર્ણ.

ઓડવ રાગ પાંચ સ્વરથી યુક્ત હોય છે.

ષાડવ ,, છ ,, ,,

સંપૂર્ણ ,, સાત ,, ,,

રાગ કરવા માટે સ્વરની રચના કરવામાં એવો સાધારણ નિયમ છે કે, એક પછી કોમલ તથા તીવ્ર સ્વરનો ઉપયોગ કરવો નહિ જેમ કે–સ રા ર ગા ગ; સ ના ન ધ ધા ઇત્યાદિ.

સાત સીધાં સુરોનું ગાયન મીઠું હોય છે. તે સાદું અને સહેલ હોય છે–માટે લોકોમાં જે સાધારણ ગાવાના ગીતો હોય છે તે ઘણું કરીને એ સાત સીધાં સુરોના બનેલા હોય છે. પણ પેલાં અડધાં સુરોની સાથે મેળવણી કરીને રચેલાં ગાયનો વધારે મીઠાં તેમ વધારે મુસ્કેલ હોય છે–મોટા રાગ રાગણીઓ એ સીધાં અને અડધાં બેઉ જાતના સુરોની મેળવણી કરીને બનેલા હોય છે. સીધાં સુરો સહેલાઇથી ગવાય છે, પણ "કોમળ" અને તીવ્ર સુરોને વચ્ચમાં લેવાથી ગાયનને ઘણું સરસ રૂપ મળે છે. જોકે તે ગાવાનું વધતું ઓછું મુસ્કેલ હોય છે, હવે આ સીધાં તેમ જ અડધાં સુરોની રચના જેમ દેશી ગાયનમાં છે તેમ જ યુરોપિયન ગાયનમાં પણ છે, પણ દેશી ગાયનમાં વળી વધારે એ છે કે આ આખાં અને અડધાં સુરો જ નહિ પણ પા પા સુરો રચેલા છે. બે સુરોની વચ્ચે એકેક ના સુર નહિ પણ બીજા બબે ૦ સુર મૂક્યા છે–તીવ્ર અને કોમળ નહિ પણ અતિ તીવ્ર અને અતિ કોમળ એવા સુરો મુકેલા છે, જેને સંગીત શાસ્ત્રમાં શ્રુતિ કહે છે. આખા સુરોમાં ૦ા ભેળ્યાથી ગાયનમાં જે અસર અને મીઠાશ વધે છે તેમાં વળી ૦ સુરો ઉમેર્યાથી વધારે લાગે છે અને વધારે અસર ઉત્પન્ન કરે છે. દેશી અને અંગ્રેજી ગાયનમાં રસનો જે તફાવત છે તે આ ૦ સુરોનો છે. અંગ્રેજી ગાયન મોટું અને દબદબા ભરેલું લાગે છે, પણ ઘણું નરમ અને મીઠું લાગતું નથી. દેશી ગાયન વધારે નરમ અને મીઠું લાગે છે, પણ દબદબા ભરેલું અને મોટું લાગતું નથી. તેનું એક કારણ સુરોની આ બારીક વહેંચણી છે. જેમ સુરો અખંડ રહે છે

તેમ તે વધારે ટકાઉ અને મોટાં લાગે છે—જેમ સુરો વધારે વિભાગમાં વહેંચાઈ જાય છે તેમ તેમાં મીઠાશ વધે છે, પણ મજબુતી ઓછી થાય છે. એટલામાટે એમ કહીએ તો ચાલે કે અંગ્રેજી ગાયન મરદાનગી ભરેલું છે ત્યારે દેશી ગાયન જનાની છે, પણ તેટલા માટે તે વધારે સુંદર અને નાજુક છે, અંગ્રેજી ગાયન ભપકો બતાવવાને, થથરાવી નાખવા, જુસ્સો ઉશ્કેરવા, મોટાં મેદાનોને લાયકનું છે—પણ દેશી ગાયન વધારે સંસારી કામોને લાયકનું—સંસારમાં મીઠાશ વધારનારૂં, ઘરોમાં નરમાસ અને લાયકીની સુખાકારી ભરેલી અસરો ફેલાવનાર તે દેશી ગાયન છે.

સાત સાદા સુરોનું ગાયન બનેલું છે, તે સા રે ગ મ પ ધ ની એ નામના અકેકથી ચઢતા સ્વરો છે અને એ જ સ્વરો પાછા ઉતરતા આવે છે. એમાં ગ અને ની એ બે સુરો અડધા કહેવાય છે, અર્થાત્ સા થી રે જેટલું અવાજમાં ચઢે છે તેટલું રે થી ગ માત્ર અડધુંજ ચઢે છે. એજ પ્રમાણે પ થી ધ માં જેટલો અવાજ ચઢે છે તે કરતાં “ ધ ” થી “ ની ” નો અવાજ અડધો ઓછો ચઢે છે. હવે ત્યારે સા પ્રથમ પાયાનું સુર ગણાય છે, તેની પછી રે, મ, પ, ધ એ આખા સુરો છે અને ગ તથા ની અડધા સુરો છે એ રીતે સાત સુરોનો એક સપ્તકમાં બે સુરો પોતાની મેળે કુદરતથી જ અડધા હોય છે, પણ તે ઉપરાંત વળી એ દરેકની વચ્ચે બીજા અડધા સુરો બનાવેલા છે.

૧ ૨ ૩ ૪ ૫ ૬

॥ સા । રે । ગ । મ । પ । ધ । ની ॥

એ રીતે સાત સુરોની વચમાં બીજા ૭ અડધા સુરો મૂકેલા છે તેમ જોતાં બધા મળીને ૧૩ સુરો થયા એ અડધા સુરોને આપણા સંગીતમાં “ તીવ્ર ” તથા “ કોમળ, ” અંગ્રેજીમાં Sharps અને Flats કહે છે. એ અડધા સુરોને “ તીવ્ર ” તથા “ કોમળ ” શામાટે કહેવામાં આવે છે ? “ તીવ્ર ”નો અર્થ જલદ અથવા તીક્ષણ થાય છે. કોમ-

ળનો અર્થ નરમ અથવા મુલાયમ થાય છે. હવે ઉપલા ૧૩ સુરોનું આમ તપાસીએ તો "સા" અને રે ની વચ્ચે જે ૧ અડધું સુર છે તે "સા" ના કરતાં અડધો ઉતરતો અવાજ છે, જે ચઢતો તે "તીવ્ર" અવાજ કહેવાય અને જે ઉતરતો તે "કોમળ" અવાજ કહેવાય. માટે ઉપલું અડધું સુર ૧ "તીવ્ર સા" અને "કોમળ રે" છે. "સા રે ગ મ" એમ ચઢતાં (એટલે રોહીમાં) ગાતા જઈએ તો 'સા' પછીનું ન અડધું સુર ચઢતું અથવા "તીવ્ર" સા કહેવાય પણ પાછા વળી ને "મ ગ રે સા" એમ ઉતરતાં અથવા "અવરોહીમાં" ગાઈએ ત્યારે એ જ અડધું સુર ૧ "રે"ની પછી આવે છે, અને તેથી તે ઉતરતી અથવા "કોમળ રે" કહેવાય છે. આ પ્રમાણે ગણતાં ઉપલાં એકના એક જ અડધાં સુરો "તીવ્ર" અને "કોમળ" બેઉ થઇ શકે છે. ચઢીને ગાતાં જે સુર મુકીને ઉપર જઈએ તે સુરનું તે તીવ્ર થઇ પડે છે, અને ઉતરીને ગાતાં જે સુર પાછળ મૂકી આવ્યા તેનું તેજ અડધું સુર "કોમળ" થઇ પડે છે.

કોઇપણ જાતનો જુસ્સો દેખાડવા માટે માણુસને પોતાના ચહેરા ઉપર તેમજ અવાજના સરોદમાં ફેરફાર કરવો પડે છે. નમ્રતાથી અરજ કરતી વખતે કોઈ તુરાનિયાની પેઠે બુમ પાડી બોલતું નથી, તેમ જ માહૈં તમના રોળ ગાતી વખતે કોઇ હસતે અને મલકાતે ચહેરે, ઠનકતો અવાજ કાઢી રોતું નથી. દાખલા તરીકે ગુસ્સાનો જુસ્સો દેખાડવા માટે આંખમાં ઝનુન, ચહેરા ઉપર ચોકસ ફેરફાર, અને બોલવામાં મોટા અવાજની જરૂર પડે છે.

ગમગીની, માહેતમ, રૂદન, ખુશાલી, મશ્કરી, ઠપકો, ગુસ્સો, દિલાસો, અરજ કરવી, પસ્તાવો કરવો, ફરિયાદ કરવી, દાદ ચહાવી, કાલાવાલા કરવા વગેરે અનેક બીજા માણુસાઈ જુસ્સાઓ ગાયનની ભાષામાં દેખાડવામાં આવે છે.

રૂદન એક ગમીનો જુસો દેખાડે છે તેમ વળી ખુશીના અને બીજા જુસાઓને લગતા અવાજો જુદીજ ઢબના નીકળે છે, અને આ

વાત દેશી ગાયનની ખુબીમાં મોટો ઉમેરો કરનારી છે કે તેમાં જૂદા જૂદા રાગ રાગણીઓની બાંધણી જૂદા જૂદા જુસ્સા દરશાવનારી રીતમાં રચેલી છે. દેશીગાયનમાં જે રાગ–રચના છે તેવું યૂરોપિયન ગાયનમાં કશું જણાતું નથી. એ રાગ રચના જેટલી વિચિત્ર તેટલી જ બારીકી અને સંભાળથી કરેલી છે. ગાયનના સ્વરોને આ પ્રમાણે જૂદા જૂદા જુસ્સાના વર્ગોમાં વહેંચી નાખવા અને જેવા જુસ્સા દેખાડવા હોય તેને મળતી તે ગાયનની બાંધણી રચવી તથા તેને એકેક રાગ રાગણીનું નામ આપવું એટલું બધું બારીક ધ્યાન આપીને યૂરોપિયન ગાયન બનાવેલું નથી.

દેશી ગાયનમાં આ તો સર્વને જાણીતું છે કે જૂદા જૂદા રાગ રાગણીઓના વખતો ઠરાવેલા છે. પહેલી રાતના રાગ જૂદા છે અને પાછલી રાતના જૂદા છે, મળસ્કાના જૂદા છે અને સવારના જૂદા છે, બપોરના જૂદા જ રાગ નેમેલા છે અને વળી સાંજના જૂદા છે આ જૂદા જૂદા વખત મનની જૂદી જૂદી હાલત અને જૂદા જૂદા જુસ્સાઓના ઉપર જઇ પડે છે. મોડી રાતે સઘળું શાંત અને ચૂપ હોય છે, મળસકે શીતળ થંડક હોય છે, દિવસે કામકાજની ગડબડ હોય છે, બપોરે ગરમી હોય છે, પહેલી રાત્રે તેજી હોય છે, જરા મોડી રાત્રે ખાના પીના અને બીજી મોજમજાહ હોય છે. એ જૂદા જૂદા વખતના જૂદા જૂદા જુસ્સા પ્રમાણે જૂદા જૂદા સ્વરો ઘણાક માફક આવે છે. સવારે શરીર તાજુ અને મન શાંત હોય તે વખતે થંડું ગાયન પસંદ હોય છે, રાતના ઉસ્કેરનારા વખતને ઉસ્કેરનારા રાગનું ગાયન ઘણું છાજે છે. હવે દેશી ગાયનના જૂદા જૂદા રાગ રાગણીઓની બાંધણી તપાસી જોતાં તેમાં જૂદા જૂદા જુસ્સાઓને લાગુ પડતી તીવ્ર અને કોમળ સુરોની રચના કરેલી જણાય છે અને તે સુરોની રચનાથી જૂદા જૂદા સરોદ જૂદા જૂદા વખત, હાલત અને જુસ્સાને આબાદ બંદબેસતા આવે છે. નામાંકિત સર વિલિયમ જોન્સના કહેવા પ્રમાણે “ રાગ ” બોલનો અર્થ જ જુસ્સો થાય છે. અને ખરેખર એક અથવા બીજો રાગ, એક અથવા બીજા

જુસ્સાનું વધુ ઓછું સ્વરૂપ છે.

મનને ઉસ્કેરવું હોય તો ઉસ્કેરનારો સ્વર જોઇએ. ગુસ્સો પોતાની મેળેજ ગરમ અવાજમાં બહાર પડે છે. કોઇના ઉપર ખફગી કાઢતી વેળાએ આપણે અવાજને નીચે નાખી દેતા નથી અથવા કોઇને ધીરજ આપવી હોય ત્યારે આપણે મોટા સ્વરને એકદમ ઉચ્ચે ચઢાવી દેતા નથી. તેમ કરીએ તો ખચીત હાંસી થાય છે. એજ પ્રમાણે રાગ રાગણીઓમાં પણ થાય છે. ફક્ત વખતને નહિ પણ જુસ્સાઓને આધીન તેમની રચના કરેલી છે.

જ્યારે સાધારણ વાત ચીતના વ્યવહારમાં જેવો જુસ્સો બતાવવો હોય તેવી ચઢઉતર આપણા અવાજમાં કરીએ છીએ, તો ગાયન જે અવાજની ચઢ ઉતરનું જ માત્ર બનેલું છે તેમાં જુસ્સા પ્રમાણે અવાજને ચઢાવી ઉતારીને તે જુસ્સા દેખાડવાને વધારે સાધન મળી આવે છે, અને દેશી ગાયનના જૂદા જૂદા રાગ રાગણીની બાંધણીઓ તપાસવાથી તે જાદા જૂદા જુસ્સોઓને કેવી રીતે બારીકીથી લાગુ પડે છે તે વિશેનો અભ્યાસ અત્યંત જાણવા જોગ થઇ પડે છે. શીખામણ દેવી હોય અથવા તમાચો દેવો હોય, ઠપકો આપવો હોય અથવા ક્રોધ બતાવવો હોય, પ્યાર બતાવવો હોય અથવા દયા કરવી હોય તો તેને માટે દેશી ગાયનમાં મનમાનતા રાગ રાગણીઓ મળી આવે છે, પણ એ જુસ્સાઓના કુદરતથી જ જે ભાગો તથા વિભાગો થઇ શકે છે, તેમને મળતા રાગ રાગણીઓની પણ એ જ પ્રમાણે વહેચણી થઇ શકે છે. જેમકે ગમગીની જૂદી જૂદી તરેહની હોય છે. ફક્ત નાશીપાસીની અથવા નાઉમેદીની દલગીરી હોય છે, તેમ જ દુઃખ અને આફતની દલગીરી હોય છે. ફરિયાદ કરવી હોય છે તો અફસોસ સાથ ફરિયાદ કરવાની હોય છે, અથવા ગુસ્સા ભરેલી ફરિયાદ કરવાની હોય છે અથવા કાલાવાલાની રીતે પણ ફરિયાદ કરવામાં આવે છે. ઠપકો આપવો હોય તો કોઈવાર સખ્ત ગુસ્સો બતાવવાની ઢબમાં,

કોઇવાર ઘણા જ પ્યારની ઢબમાં ઠપકો આપવો પડે છે. ખુશાલીના જુસ્સાઓનો દાખલો લઇએ તો ખુશાલી હરખ ભરેલી હોય છે, અને ખુશાલી માત્ર ધીરજ, સબુરી અથવા સંતોષની પણ હોય છે. હવે દેશી રાગ રાગણીઓમાંથી માત્ર દલગીરી કે ખુશાલી, ફરિયાદ કે ઠપકો, માયા કે ગુસ્સો બતાવનારા રાગો મળી આવે છે; એટલું જ નહિ પણ ઉપલી જૂદી જૂદી જાતની દલગીરી અને જૂદી જૂદી જાતની ખુશાલી, નાના પ્રકારના ક્રોધ અને નાના પ્રકારની ફરીયાદ ઇત્યાદિને બારીકીથી લાગુ પડતા અને બારીકીથી વહેંચી નાખેલા રાગ રાગણીઓ પણ મળી આવે છે. આ બાબત તે જૂદા જૂદા રાગોના સુરોને છુટા પાડયા વિના સમજાવવી એ ઘણું મુસ્કેલ છે અને તેમ સમજાવવા છતાં ઘણું લંબાણ થાય અને ઘણો કંટાળો ઉપજે એમ છે. માટે તે સઘળી લંબાણ સમજણ પડતી મૂકીને માત્ર થોડીક રાગ રાગણીઓના સામટા જ નમુનાઓથી દેશી ગાયનનો આ રસ પ્રકાર સમજવાનો આપણે યત્ન કરીએ. સાંઝ અને રાતના રાગોથી પ્રારંભ કરી મળસકા અને સવારના રાગ રાગણીઓ ઉપર જતાં આપણને તીવ્ર સુરો ઓછા થતા અને 'કોમળ' સુરો વધતાં જતા મળી આવેછે. રાત્રે દીવાબતીનો, ગરમી અને અગ્નિને ઉસ્કેરનારો વખત છે, પણ પ્રાતઃકાળ અને સહવાર શીતળ પોહરનો મીઠી ઉંઘનો શાંતિનો વખત છે; અને આતો ગાયન વિદ્યાના દરેક અભ્યાસીઓને જાણીતું છે કે પહેલી રાતની રાગ રાગણીઓમાં 'તીવ્ર' સુરો વધતા છે અને પાછલી રાતના રાગ રાગણીઓમાં કોમળ સુરોની ભરતી વધારે કરેલી છે. જેમકે હિંડોળ નામના રાગનો દાખલો લઇએ તો તેમાં સઘળા તીવ્ર સુરો આવે છે. એ રાગની એક સારેગમ આ પ્રમાણે છે.

**હિંડોળ—**ધ સા ગ ગ મ પ ની ધ ગ ગ મ ગ સા; ધ મ ધ સા ગ ની પ મ ગ ગ મ ગ ગ સા.

ગાયન સાત "સુરો"નું બનેલું છે તે આગળ કહ્યું છે પણ

આ રાગ માત્ર પાંચ સુરનો જ બાંધેલો છે, તેમાં 'રે' અને 'પ' એ બે સુરો કદી નીકળતા જ નથી. પણ વળી હિંડોળના આ રાગનો મુકરર નિયમ કરેલો છે કે, પ્રથમના સા શિવાય બીજા સઘળા સુરો તીવ્ર અર્થાત્ તીક્ષ્ણ તથા જલદ હોવા જોઇએ "વધારે ખુલાસાથી બોલીએ તો ઉપલા" ધ ગમની "એસુરો જે આખાં સુર" સજાવ્યાં તે નહિ પણ આખાં ઉપરાંત જે બીજાં અડધાં ચઢતાં સુરો દેખાડ્યા તે જોઇએ. બરાબર બોલીએ તો એ દોઢા સુર જોઇએ. " ધ " અને " મ " અને ગ અને ની એ તીવ્ર થાય છે, એટલે આખા ધ અને મ અને ગ અને ની ઉપર એજ સુર બીજા અડધા ચઢે છે, એટલે તે તીક્ષ્ણ અને જલદ થાય છે, તથા તેટલા માટે તે ઉશ્કેરનારાં થાય છે. એ પ્રમાણે ત્યારે હિંડોળ એક ઝાઝા મીઠાશ વગરનો, ગાઢો, ઉશ્કેરણી કરનારો અને જુસ્સા ભરેલો રાગ બન્યો છે. તે સાંભળતાં જ નરમાસ કે મીઠાસ, શાંતિ કે સબુરીના ખ્યાલ આપણા મનમાં ઉતરતા નથી. અગર જો એ રાગ ઉપર ઉશ્કેરનારા વિષયનું ગાયન જોડ્યું હોય તો ગાનાર તેમ જ સાંભળનાર ઉશ્કેરાય તેમાં નવાઇ નથી. હવે એ જ પ્રમાણે હિંડોળ નામના ઉપર કહેલા તીવ્ર સુરોવાળા જલદ અને ઉશ્કેરનારા રાગમાંથી નીકળતી એક રાગણી તપાસીએ તો તે પણ ઉશ્કેરનારા જ મળી આવે છે. એ રાગણી ખંબાચ નામની છે. તે હિંડોળનું જ બાળક છે કે કોઈ બીજા રાગનું ફળ છે તે વિષે કંઈ નિર્ણય થઈ શકતો નથી. પણ કેટલાકો કહે છે કે ખંબાચની રાગણી હિંડોળની પુત્રી છે. તો તેમ હશે કેમકે એ પણ એક " મસ્ત રાગણી " ગણાય છે. એમાંના સ્વરો એજ પ્રમાણે ઉશ્કેરનારા અને જલદ લાગે છે. હિંડોળમાં તો સઘળા સુરો તીવ્ર છે પણ ખંબાચમાં માત્ર " મધમ " અને નીખાય અથવા જાવતમાં મજ અને ની સુર માત્ર તીવ્ર આવે છે અને તોપણ એ રાગણી કેટલી ઉશ્કેરનારી અને મસ્ત બને છે તે તેમાંની એક જાણીતી ધ્રુપદ ઉપરથી જણાશે.

**ખંબાચ**—"બનશી ધુનસે બજાય, બાજત શ્રીબીંદ્રાબન, ઉમક

ધુમઃ રહે સો ગન ગરજત બાજત પ્રમાણ, બનરસી " ઇત્યાદિ.

આ શબ્દમાં ઉશ્કેરનાર સુર ચઢે એવો રાગ આવે છે, સો ગન ગરજત બાજત એ બોલ ઉપર અવાજ ચઢતો આવે છે તેમાં ' ની ' સુર તીવ્ર છે. એ રાતની વખતના એક ઉશ્કેરનારાં રાગ રાગણીનો દાખલો થયો.

હવે સવારની શાંતિના વખતના એક થંડા રાગ રાગણીની તપાસ કરીએ. જેમકે માલકોસનો રાગ પકડીએ. જેવો ઉપર કહેલો હિંડોળ માત્ર પાંચ જ સુરનો મોટો અને ભારી રાગ છે તેવો જ માલકોશ પણ પાંચ જ સુરનો છે. જેમ હિંડોળમાં સઘળા સુરો તીવ્ર છે તેમ માલકોસમાં સઘળા સુરો કોમળ છે, એટલે કે દરેક સુર આખુ નહિ પણ અડધું માત્ર છે. હિંડોળમાં દોઢઢા ચઢાવેલા સુર હતા. માલકોસમાં આખાંથી પણ ઓછા અડધા ઉત્તારેલા સુરો છે. હિંડોળની જે સારેગમ ઉપર ટાકી છે તે જ જો આ કાયદે ગાવા અથવા વગાડવામાં આવે તો તે જ હિંડોળ રાગનો માલ—કોસ રાગ બની જાય છે પણ ખાસ માલકોસની સારિગમો વળી જૂદી બનાવેલી છે અને તેવી એક ગાતાં તેમાં નીચલા સુરો મળી આવે છે.

માલકોસ—ની ની ધ ધ મ્ ગ સા ની ધ ની સા ગ મ ગ સા ની ધ મ ધ ની સા ગ મ ગ સા. "

આ સ્વરો સઘળા કોમળ છે અને તેથી કરીને માલકોસ થંડો ધીરો, શાંતિસૂચક રાગ ગણાય છે.

જેમ ઉશ્કેરનાર એક રાગ હિંડોળની ઉશ્કેરનારી એક રાગણી ખંબાચ આપણે તપાસી, તેમ જ આ થંડા રાગમાંથી નીકળતી એક થંડી રાગણી તપાસીએ તો તે ભૈરવી નામની જાણીતી રાગણી છે. ભૈરવી ઘણી જ સાધારણ રીતે ગવાય છે. અને ગાયનના શોખીન દરેક જણને તે મોહ પમાડનારી મીઠી રાગણી છે, તે એટલા માટે કે તે મનને ઘણી જ શાંતિ આપે છે તે સાંભળતાં આપણને તાઢક પડતી હોય

એમ લાગે છે. આપણને મીઠી ઉંઘ લાવે એવી એની અસર છે. ગાયનની દરેક ગમતનું છેવટ ભૈરવીમાં આવે છે. તેમ જ સાંભળનારાઓ પણ ભૈરવી સાંભળ્યા વગર ઉઠતા નથી. આખી રાત ગાયન ચાલ્યા પછી પ્રાતઃકાલે ભૈરવી ગાવામાં આવે છે. તે રાત્રે ગાવામાં આવતી નથી. અને આવે છે તો સવારના જેટલી તે રાત્રે મીઠી લાગતી નથી. આ કંઇ જ નહિ પણ તેમાંના સઘળાં કોમળ સુરોને લીધે છે. ભૈરવી રાગણીની બાંધણી જોતાં આપણને જણાય છે કે માલકોસ પાંચ સુરનો રાગ છે અને તેમાંના પ્રથમ શિવાય બીજા સઘળા કોમળ સુરો છે એટલું જ નહિ પણ તેની પુત્રી ભૈરવી પણ ખંબાચની પેઠે સાતે સાત સુરોની બનેલી છે અને તે પણ સઘળા જ કોમળ સુરો છે. હવે તીવ્ર સુરોથી હિંડોળ અને ખંબાચ જો મસ્ત રાગરાગણી ગણાય તો કોમળ સુરોને લીધે માલકોસ અને ભૈરવી શાન્તિસૂચક થંડા રાગ રાગણી થઇ પડે એ કુદરતી છે.

ભૈરવી—“ વિનંતિ સુનરે હેમતન મુજની,
માતમ મિથ્યા ગમખાર તુજની. વિન.
આવતું ન ફરી ગયુ વ્હાલુ મરી,
કરવે માતમ ગુણ જાણ ભુજની. વિન.

આ ગાયનમાં એકેક સુર અડધું ઉતરતું અથવા કોમળ છે તેથી જ તે દુઃખ અને ગમમાં થંડક પાડતું હોય એવી તેની અસર લાગે છે. માટે થંડી એબાદતને એ રાગણી માફક આવે છે.

આવી રીતે જૂદા જૂદા રાગ રાગણીઓમાં જુસ્સા બતાવવા તથા વખત મુકરર થયો છે એ કહેવું પડે એમ નથી.

**રાગના ભેદો**—રાગની મુખ્ય બે જાતિ છે. શુદ્ધ અને મિશ્ર.

**શુદ્ધ રાગ** શુદ્ધ-રાગમાં આરોહી અવરોહી સ્વર એક જ હોય છે. ઉદાહરણ-રાગ હિંડોળ-આરોહણ **સ ગ મ ધ ન; અવરોહણ-સ ન ધ મ ગ સ.**

શુદ્ધ રાગના ત્રણ ભેદ છે. ઔડવ, ષાડવ અને સંપૂર્ણ.

ઔડવ રાગ પાંચ સ્વરથી યુક્ત હોય છે-ઉદાહરણ સારંગ-આરોહણ સ ર મા પ ના સ, અવરોહણ-સ ના પ મા ર સ.

શુદ્ધ ષાડવ રાગ છે સ્વરથી યુક્ત હોય છે. ઉદાહરણ મારવા-આરોહણ-સ રા ગ મ ધ ન સ; અવરોહણ સ ન ધ મ ગ રા સ.

શુદ્ધ સંપૂર્ણ રાગ સાત સ્વરથી યુક્ત હોય છે. ઉદાહરણ કલ્યાણ-આરોહણ સ ગ મ પ ધ ન સ; અવરોહણ સ ન ધ પ મ ગ ર સ.

શુદ્ધ રાગમાં આરોહી સ્વર ઉલટા આવવા એટલે તેજ અવરોહી સ્વર હોય છે એવું ઉપલા ઉદાહરણથી જણાશે.

**રાગનો વિચાર**. રાગમાં ત્રણ જાતના સ્વર હોય છે. એ દરેક સ્વરના ઉચ્ચારણ ઉપર હોય છે. પહેલી જાતના સ્વરનું ઉચ્ચારણ અથવા વાદન બીજા તથા ત્રીજા સ્વરના કરતાં વધારે હોય છે. જેમકે માલકંસ. કેદાર, ગૌડ, મલ્હાર, લલત, કૌશિકકાનડા, સુરા; આ રાગોમાં (મા) કોમળ મધ્યમનો ઉચ્ચારણ વધારે છે.

પ્રત્યેક રાગમાં ઘણુંકરીને એક જ સ્વર પહેલા પ્રતિનો હોય છે, સંગીત શાસ્ત્રમાં તેને જ વાદી સ્વર કહેવામાં આવે છે, તથા રાગોમાં તેની યોગ્યતા રાજાના જેવી ગણવામાં આવી છે. તેની નીચની પ્રતીના અથવા બીજી પ્રતીના સ્વરને સંગીત શાસ્ત્રમાં સંવાદી સ્વર કહેવામાં આવ્યો છે તથા રાગમાં તેની યોગ્યતા પ્રધાનના જેવી ગણેલી છે. બાકી રહેલા ત્રીજી જાતના સ્વરમાં સંગીતશાસ્ત્રમાં અનુવાદી સ્વર કહ્યા છે તથા રાગમાં તેની યોગ્યતા નોકર ચાકર તરીકેની ગણી છે.

એના શિવાય સંગીતશાસ્ત્રમાં વિવાદીસ્વર નામનો બીજો એક સ્વર કહ્યો છે તેની યોગ્યતા રાગમાં શત્રુની જગાએ ગણાય છે.

જે સ્વરથી રાગનો આરંભ કરવાનો તે સ્વરને તે રાગની ઉત્પત્તિ સ્વર કહેવી, જેમકે દરબારી કાનડામાં ( ગા ) કોમળ ગાંધાર છે.

જે સ્વર ઉપર રાગ પૂરો કરવાનો તે સ્વરને રાગનો અંત્ય

સ્વર કહેવાય છે. જેમકે—હિંડોળ રાગમાં ( ગ ) તીવ્ર ગાંધાર છે. કોઇ રાગમાં જે ઉત્પત્તિ સ્વર હોય છે તેજ તેનો અંત્ય સ્વર પણ હોય છે. ઉદાહરણ હમીર. રાગમાં ( ધ ) તીવ્ર ધૈવત છે.

પહેલી જાતના સ્વર ઉપરથી રાગ બદલાય છે. રાગ ભૂપ તથા બિભાસની તુલના કર્યાથી તે તરત લક્ષમાં આવશે.

આ બે રાગોમાં ( સ ર ગ પ ધ સ. ) આ સ્વર આરોહાવરોહમાં છે. પહેલી જાતનો સ્વર બદલ્યો કે તરત રાગની બધી વ્યવસ્થા પણ તે પ્રમાણે બદલાય છે.

**મિશ્રરાગના ભેદ**—મિશ્રરાગના મુખ્ય નવ ભેદ છે. ૧ ઔડવ, ૨ ષાડવ, ૩ સંપૂર્ણ, ૪ ઔડવષાડવ, ૫ ઔડવ સંપૂર્ણ, ૬ ષાડવૌડવ, ૭ ષાડવ સંપૂર્ણ, ૮ સંપૂર્ણ ઔડવ અને ૯ સંપૂર્ણ ષાડવ.

૧. મિશ્ર ઔડવ—રાગમાં જે સ્વર આરોહણમાં હોય છે તેના કરતાં એક પણ સ્વર અવરોહણમાં જૂદા હોય છે. પણ સંખ્યા પાંચ સ્વરના કરતાં વધારે હોતી નથી, જેમકે—

૧ આરોહણ—સ, ગ, મ, ધ, ન, સ,
અવરોહણ—સ, ન, ધ, મા, ગ, સ,

૨ આ.—સ, ર, મા, પ, ના, સ,
અવ.—સ, ના, પ, મા, ગા, સ.

પહેલા ઉદાહરણમાં આરોહણમાં તીવ્ર મધ્યમ છે તથા અવરોહણમાં કોમલ મધ્યમ છે, પણ આહોરી સ્વરની સંખ્યા પાંચ છે, તથા અવરોહી સ્વરની પણ સંખ્યા પાંચ જ છે.

ઉદાહરણ બીજું—આ રાગ વગાડવાને માટે પડદાના પાડમાં—" સ, ર, ગા, મા પ અને ના " આવા છ સ્વરની વ્યવસ્થા કરવી પડે છે. તેમાં આરોહણમાં કોમળ ગાંધાર નથી, તથા અવરોહણને તીવ્ર ઋષભ નથી, તેમાં આરોહના પાંચ સ્વર છે, તથા અવરોહણને પાંચ જ સ્વર છે પણ જૂદા છે. તેથી આ રાગ અમે આ ટીપમાં લીધેલો છે.

મિશ્ર ઔડવ રાગની પેઠે જ મિશ્ર પાડવ રાગના વિશે સમજવું.

૨ મિશ્ર પાડવ રાગમાં જે સ્વર આરોહણને લાગે છે તેના કરતાં ઓછામાં ઓછો એક તો સ્વર અવરોહણમાં જૂદો હોય છે. પણ સંખ્યા ૭ સ્વરના કરતાં વધારે હોતી નથી.

જેમકે—આરો.–સ, ર, મા, પ, ધ, ના, સ;

અવ.–સ, ન, ધ, પ, ગા, ર, સ,

આ રાગ વગાડવા માટે પડદાની રચનામાં સ, ર, ગા, મા, પ, ધ, ના, ન, અને સ " એવા સ્વરની વ્યવસ્થા કરવી પડે છે, તોપણ આરોહણની ૭ તથા અવરોહણની પણ સંખ્યા ૭ છે; તેથી આ રાગ અમે આ ટીપની નીચે લીધોછે.

૩ મિશ્ર સંપૂર્ણ રાગમાં જે સ્વર આરોહણને હોય છે તેના કરતાં એક પણ સ્વર અવરોહણમાં જૂદો હોય છે. જેમકે–

આરો.—સ, ર, ગ, મા, પ, ધ, ન, સ,

અવ.—સ, ના, ધ, પ, મા, ગ, ર, સ.

૪ ઔડવ પાડવ રાગમાં આરોહણમાં પાંચ સ્વર તથા અવરોહણમાં ૭ સ્વર હોય છે. જેમકે– આ.–સ, ર, ગ, પ, ધ, સ;

અવ.---સ, ન, ધ, પ, ગ, ર, સ.

૫ ઔડવ સંપૂર્ણ રાગમાં આરોહણમાં પાંચ સ્વર તથા અવરોહણમાં સાત સ્વર હોય છે.

જેમકે આ.—સ, ર, પ, ધ, ન, સ;

અવ. સ, ન, ધ, મા, ગ, ર, સ.

૬ પાડવૌડવ રાગમાં આરોહણમાં ૭ સ્વર અને અવરોહણમાં પાંચ સ્વર હોય છે.

જેમકે—આ. સ, ર, ગ, મ, ધ, ન, સ;

અવ. સ, ન, ધ, મ, ગ, સ.

૭ પાડવ સંપૂર્ણ રાગમાં આરોહણમાં ૭ સ્વર અને અવરોહ

ણુમાં સાત સ્વર હોય છે.

જેમકે—આ.–સ, ગ, મા, પ, ધા, ન, સ;

અવ.–સ, ન, ધા, પ, મા, ગ, રા, સ.

૮ સંપૂર્ણ ઔડવ રાગમાં આરોહણના સાત સ્વર તથા અવરોહણના પાંચ સ્વર હોય છે.

જેમકે—આ.–સ, રા, ગ, મા, પ, ધા, ન, સ;

અવ.–સ, ન, ધ, પ, રા, સ.

૯ સંપૂર્ણ ષાડવ રાગમાં આરોહણના સાત સ્વર તથા અવરોહણના ૭ સ્વર હોય છે.

જેમકે—આ. સ, રા, ગ, મ, પ, ધા, ન, સ,

અવ. સ, ન, ધા, મ, ગ, રા, સ.

**રાગના બીજા પ્રકાર**—એના શિવાય રાગના વળી પ્રકાર છે. કેટલાકમાં વક્રગતિના સ્વર જોઇએ છે; ઉદાહરણ હમીર. પ્રચારમાં કેટલાક રાગ બે અથવા વધારે રાગના મેલાપથી થયલા છે એવું કહે છે. ઉદાહરણ મુલતાની. કેટલાક રાગ વિવક્ષિત સ્વર ઉપર જ બંધ થવાના યોગ્યથી ભાસે છે. ઉદાહરણ સુહા. કેટલાકમાં આરોહા વરોહમાં વધતા ઓછા સ્વર હોય છે; ઉદાહરણ શ્રીં રાગ. એવી જાતના રાગોના નિયમો અહિં આપવાથી ઉપયોગી થશે નહિ, પણ એવી જાતના કેટલાક રાગોની ગતિ આપીશું. ઉપર કહેલા શુદ્ધ રાગોનો પૂર્ણ અભ્યાસ થયા પછી એવી જાતના રાગોનો અભ્યાસ કરવો. અહિં કહેલા નિયમ પ્રમાણે સ્વરની રચના કરીને રાગ કર્યાથી કર્નાટકી રાગ તથા હિંદુસ્થાની રાગ આવા ભેદ મુદલે રહેતા નથી.

**રાગનો વિસ્તાર**—રાગનું આટલું દિગ્દર્શન કરીને તેનો વિસ્તાર કેવી રીતે કરવો એ કહીએ છીએ.

કોઈ પણ રાગોના સ્વરોનો સરળ આરોહાવરોહ કર્યો હોય તો મનમાં વિશેષ આલ્હાદ થતો નથી તેથી તેનો વિસ્તાર કરવો જોઇએ.

કોઇ પણ રાગનો સ્વરસમૂહ લીધો હોય તો તેનો વિસ્તાર કરવાના કેટલા પ્રકાર છે તે સમજવાનો સહેલો નિયમ નીચે લખ્યા પ્રમાણે છે.

આપણે લીધેલા સ્વરની સંખ્યાને તે સંખ્યામાં એક એક ઓછી થઇને એક સુધી થનારી સંખ્યાને ગુણવું. જે ગુણાકાર આવે તેટલા વિસ્તારનો પ્રકાર છે એવું સમજવું.

ઉદાહરણ:—

| | |
|---|---|
| ૧=૧ | ૩×૨×૧= ૬ |
| ૨×૧=૨ | ૪×૩×૨×૧=૨૪ |

આ પ્રકાર કોના કોના થાય છે તે પણ સમજવાનો નિયમ છે, તે આવો.

જેટલા સ્વરનો પ્રકાર કરવો હોય તેટલા સ્વર યથાક્રમ એકના પછી એક માંડવા એટલે પહેલો પ્રકાર ઉત્પન્ન થશે. બીજો પ્રકાર કાઢવો હોય તો પહેલા પ્રકારનો પહેલો સ્વરાક્ષર લેવો, અને એવો વિચાર કરવો કે, તેની પહેલાના સ્વરાક્ષર ઉપરનો પ્રકાર તે સ્વરાક્ષરના પછી છે અથવા નથી. નહિ હોય તો તે પહેલાનો સ્વરાક્ષર તે સ્વરાક્ષરની નીચે માંડવો, અને ત્યાર પછી ઉપરના પ્રકારમાંની બાકીની પછીના બધા સ્વરાક્ષરો છે તેવા જ ઉતારી લેવા. બાકી રહેલા સ્વરાક્ષરો ક્રમથી પછવાડે માંડવા. પરંતુ આ પ્રકાર માંડવાની વખતે સ્વરાક્ષરની નીચે લગાડવાના અક્ષર ઉપરના પ્રકારમાં તે સ્વરાક્ષરની પછી લખ્યા હોય તે પણ પૂર્વના સ્વરાક્ષર છોડીને તેની પૂર્વની પછી નહિ આવેલા સ્વરાક્ષર નીચે લગાડવા, જો તે પણ આવ્યો હોય તો તે પહેલાના આવ્યા નહિ હોય તો તે અક્ષરનો વિચાર છોડીને બીજા અક્ષર ઉપર જવો. અને ઉપર કહેલા પ્રમાણે બાકીના સ્વરાક્ષરો ભરી લેવા. આ ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ કરી દેખાડવામાં આવે છે.

સ ર ગ મ આ ચાર સ્વર લ્યો. આ પહેલો પ્રકાર થયો. હવે

બીજા પ્રકાર કરતાં આ પહેલા પ્રકારમાંનો સ્વરાક્ષર સ એ લેવા અને એવું જોવું કે 'સ'નો પૂર્વ સ્વરાક્ષર છે કે નહિ. 'સ'ના પૂર્વ સ્વરાક્ષરો નથી જ તેથી તે છોડીને 'ર'નો વિચાર કરો. હવે પછી તે જે વિચાર કરતા 'ર'ની પહેલા 'સ' છે તથા આ 'ર'ની પહેલા આવ્યો નથી સબબ ર તેની પછી માંડવા તથા ર ના પછી ગમ તેમ જ ઉતારીને લેવા તથા રહેલો ર ના સ્વરાક્ષર સ ની પછવાડે લખીને પ્રકાર પૂરો કરી લેવો એટલે 'રસગમ' આ બીજો પ્રકાર થયો. હવે ત્રીજો પ્રકાર તે બીજા પ્રકાર ઉપરથી કાઢવાનો છે. 'ર'ની પહેલાના અક્ષર 'સ' ને ર ની પછવાડે આવ્યો છે. તથા સની પહેલા મુદલે સ્વરાક્ષર નથી, તેથી ર નો વિચાર છોડો. 'સ' ના પહેલનો સ્વરાક્ષર નથી તેથી તે પણ છોડો. હવે 'ગ' ના પહેલા (સ ર ગ મ આ ક્રમમાં) 'ર' છે તથા તે પછી કયાં પણ આવ્યા નથી, તેથી 'ગ' ની નીચે માંડો. તથા પછીનો અક્ષર તેમ જ ઉતારી લેવા તથા પછવાડેના અક્ષર સરગમ તેમાંના ક્રમ પ્રમાણે ઉતારી લ્યો. 'સરગમ' આ ત્રીજો પ્રકાર થયો. એ પ્રમાણે આગળ કરતા ગયાથી હવે ચોવીસમો પ્રકાર મગરસ આ આવે છે. તેની પછવાડેનો પ્રકાર મુદલે આવતો નથી. 'મ' ના પહેલા ગ ર સ છે પણ પછી આવેલા છે, તેથી તે છોડવું ગના પહેલા 'રસ' આવ્યા છે. પણ તે પણ પહેલા આવ્યા છે તેથી તે પણ છોડવા જોઇએ. 'ર' ની પહેલા 'સ' આ પહેલા આવ્યા છે તેથી 'ર' છોડવો જોઇએ. 'સ' ના પહેલા સ્વરાક્ષર નથી, તેના ઉપરથી એવું જણાય છે કે, ચાર સ્વરનો ચોવીસ જ પ્રકાર થાય છે.

ઉપર કહેલી રીતે એક, બે, ત્રણ અને ચાર આ સ્વરના પ્રકાર કરીને દેખાડ્યો છે. તે આવે:—

સ આ સ્વરનો પ્રકાર એક જ—સ—

સ, સ, ,, ,, ,, બે, સ, ર; અને રસ,

સ, ર, ગ, ,, ,, છ ૧ સરગ, ૨ રસગ. ૩

સગર, ૪ ગસર, ૫ રગસ
૬ ગરસ.

સ ર ગ મા ,, ,, ૨૪ ૧ સગરમ ૨ રસગ, મ ૩ સરગમ. ૪ ગસરમ, ૫ રગસમ, ૬ ગરસમ, ૭ સરમગ, ૮ રસમગ, ૯ સમરગ, ૧૦ મસરગ, ૧૧ રમસગ, ૧૨ મરસગ, ૧૩ સગમર, ૧૪ ગસમર, ૧૫ સમગર, ૧૬ મસગર, ૧૭ ગમસર, ૧૮ મગસર, ૧૯ રગમસ, ૨૦ ગરમસ, ૨૧ રમગસ, ૨૨ મરગસ, ૨૩ ગમરસ, ૨૪ મગરસ.

એ પ્રમાણે સ ર ગ મ ૫ ના ૧૨૦ સ ર ગ મા પ ધના ૭૨૦ સરગમ પધનના ૫૦૪૦ ના ક્રમથી આગળ કરવા. આ બધા પ્રકારમાં શુદ્ધતાનો પ્રકાર કહેવો.

**રાગ કરવાના નિયમ**—૧ દરેક રચનામાં સ આ સ્વર આવવો જ જોઇએ.

૨ એક જ સ્વર બરાબર કોમળ તથા તીવ્ર હોવો નહિ જોઇએ જેમકે સ, રા, ર, ગ ગ, સ, ન, ના, ધ, ધા ઇત્યાદિ.

કોમળ તથા તીવ્ર ૧૨ સ્વરમાંથી ઉપર લખેલા નિયમ પ્રમાણે, કોઇ પણ પાંચ સ્વર લ્યો એટલે તે એક ઔડવ જાતનો રાગ ઉત્પન્ન થશે. જેમકે,—

સ ર ગ પ ધ; સ ર મા પ ના, સ ગ મ ધ ન ઇત્યાદિ.

૭ સ્વર લીધા તો ષાડવ જાતનો રાગ થશે, સાત લીધા તો સંપૂર્ણ જાતનો રાગ થશે. સ રા ગ મા ધા ન, સ ર ગ પ ધ ન, સ ર ગ મા પ ધ ન, સ ર ગા મા પ ધ ન.

આના શિવાય રાગના પ્રકાર—

સ, ર, ગ, પ, ધ, આરોહ. સ, ધ, પ, ગ ર, અવરોહ. એટલે જે આરોહના સ્વર છે તે જ અવરોહના છે. પણ,

આરોહના સ, ર, ગ, પ, ધ તથા અવરોહના સ, ન, ધ, મ,

ગં સ આવા જૂદા હોય તો આ એક ઔડવ જાતીનો મિશ્ર રાગ થયો. એ પ્રમાણે ષાડવ તથા સંપૂર્ણ રાગોને માટે સમજવું.

એમાં ધ્યાનમાં એટલું રાખવું જોઇએ કે આરોહીની તથા અવરોહની રચના પહેલાથી જ તૈયાર હોય છે. કારણ કે કોઈ પણ પાંચ સ્વર લ્યો એવું કહ્યું છે તેમાં જેટલા પાંચ સ્વરની રચના હોય છે તેટલા સર્વ આવ્યા જ. પછી આ મિશ્ર રાગોમાં કંઈ જૂદા કરવા પડતા નથી.

આરોહની એક રચના લેવી તથા અવરોહની બીજી લેવી એટલે મિશ્ર જાતીનો ઔડવ રાગ તૈયાર થયો.

આ જ નિયમ ષાડવ તથા સંપૂર્ણ જાતમા પણ લાગુ પડે છે.

તેના નિયમના આધારથી નીચલા રાગ છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| આરોહના | ૫ | તથા અવરોહના | ૬ | સ્વરથી | ઔડવ ષાડવ | રાગ કહેવો. |
| ,, | ૫ | | ૭ | ,, | ઔડવ સંપૂર્ણ | ,, |
| ,, | ૬ | ,, | ૫ | ,, | ષાડવ ઔડવ | ,, |
| ,, | ૬ | ,, | ૭ | ,, | ષાડવ સંપૂર્ણ | ,, |
| ,, | ૭ | ,, | ૫ | ,, | સંપૂર્ણ ઔડવ | ,, |
| ,, | ૭ | ,, | ૬ | ,, | સંપૂર્ણ ષાડવ | ,, |

## રાગોમાં ધ્યાનમાં રાખવા જેવા નિયમ—

| | | |
|---|---|---|
| રાગ રચનામાં | પહેલા | પ્રતિના સ્વર, |
| ,, | બીજા | ,, |
| ,, | ત્રીજા | ,, |

રાગની ઉત્પત્તિ સ્વર તથા અંત્યસ્વર—

આપણી ખુશી પ્રમાણે તેની વ્યવસ્થા કરવી.

વક્રગતિ સ્વર એ ઉપલા પ્રકારમાં રાખ્યાથી રાગોના વળી ઘણા પ્રકાર છે.

સરળ આરોહી અથવા અવરોહી સ્વર ઉલટા જઇને ફરી ક્રમથી જાય છે તેને વક્ર સ્વર કહેવામાં આવે છે. જેમકે—

સ રે ગ મા ગ પ ધ પ મા ગ પ ધ સ.

સા ન ધ ૫ મ ૫ મ ધ ૫ મ ગ ર સ ઇત્યાદિ. કેટલાક રાગોમાં ૨ અથવા ૩ સપ્તકમાંના સ્વરનો ઉપયોગ કરે છે. તેની બહાર હવે રાગ નથી.

તેમાં હાલ પ્રચારમાં છે તે તથા પહેલાં હતા તે તથા બીજા ઘણા તેટલા રાગ થાય છે.

**શુદ્ધ રાગની રચના કરવાના નિયમો**—૧ દરેક રાગ રચવામાં સ્વહિત (ષડ્જ, મધ્યમ અને પંચમ) સ્વરમાંથી ઓછામાં ઓછા ષડ્જા સુદ્ધા એ સ્વર હોવા જ જોઇએ.

૨ ષડ્જ વર્ગમાંના ઓછામાં ઓછો એક સ્વર હોવો જ જોઈએ. ષડ્જ વર્ગમાં ઋષભ અને ગાંધાર સ્વર છે.

૩ પંચમ વર્ગમાંના ઓછામાં ઓછો એક સ્વર હોવો જ જોઇએ. પંચમ વર્ગમાં ધૈવત અને નિષાદ આ સ્વર છે.

૪ વાદી અને સંવાદી સ્વરમાં ૯–૧૫ શ્રુતિનું અંતર રહેવું જોઇએ.

૫ એક જ સ્વર સાથે લગોલગ કોમલ તથા તીવ્ર લેવા નહિ.

**સંગીત શાસ્ત્રમાં વાદી સંવાદી નીચે લખ્યા પ્રમાણે છે—**

| | | | |
|---|---|---|---|
| ષડ્જ | વાદી હોય તો | મધમ, પંચમ | સંવાદી. |
| ઋષભ | ,, | ધૈવત | ,, |
| ગંધાર | ,, | નિષાદ | ,, |
| મધ્યમ | ,, | ષડ્જ | ,, |
| પંચમ | ,, | ષડ્જ | ,, |
| ધૈવત | ,, | ઋષભ | ,, |
| નિષાદ | ,, | ગંધાર | ,, |

સ; રા, ર; ગ, ગ; મા, મ; ૫; ધા, ધ; ના અને ન આ બાર સ્વરમાંથી ઉપલા નિયમ પ્રમાણે કોઈ પણ સ્વર લઇને રાગ કરાઈ શકાય છે. ઉદાહરણાર્થ—આરોહાવરોહમાં કોઇ પણ પાંચ સ્વર—સ ગ મ ધ ન આ લીધાથી પહેલી જાતનો સ્વર ગ તથા બીજી જાતનો સ્વર

ન એ મૂકયો તેનો ઉત્પત્તિ સ્વર સ તથા અંત્ય સ્વર ગ મૂકયો છે. હવે રાગની જીવભૂત અંગો પૂર્ણ થયા. તેને હિંડોળ રાગ કહેવામાં હરકત નથી.

**વર્ણની જાત**—ગાયનની ક્રિયામાં વર્ણ ચાર જાતના થાયછે–સ્થાયી, આરોહી, અવરોહી અને સંચારી. અટકી અટકીને એક જ સ્વરનો પ્રયોગ કર્યો એથી એને સ્થાયી વર્ણ કહેવો. જેમકેઃ—ષડ્જનું ઉચ્ચારણ સા સા સા સા એવો, મધ્યમનો ઉચ્ચારણ મા મા મા મા એવો,

આરોહમાં જનારો તે આરોહી.

અવરોહમાં જનારો તે અવરોહી.

સ્થાયી, આરોહી અને અવરોહીનું મિશ્રણ જે પામે છે તેને સંચારી કહેવાય છે. જેમકે–માલવકૈશિકરાગમાં.

સા સા સ નિ મ મ નિ ધ પ નિ રિ રિ પા પ નિ ધ તેમાં જેમ મધ્યમ સંચારી છે તેમ વળી બીજા સમજવા.

**અલંકાર**—વિશિષ્ટ વર્ણોની ( વર્ણ સમુદાયની ) યોજના કરવી તેને અલંકાર કહેવામાં આવે છે,

અલંકારના ભેદ નીચે લખેલા છે:—

| | | |
|---|---|---|
| સ્થાયીના | ભેદ | ૭ |
| આરોહીના | ,, | ૧૨ |
| અવરોહીના | ,, | ૧૨ |
| સંચારીના | ,, | ૨૫ |
| બીજા | ,, | ૭ |
| બીજા ગ્રંથકારના મતના વળી | ,, | ૫ |
| બધા મળીને | | ૬૮ |

**સ્થાયી ગત અલંકારના નામ:**–૧ પ્રસન્નાદિ; ૨ પ્રસન્નાતઃ, ૩ પ્રસન્નાદ્યંતઃ ૪ પ્રસન્નમધ્યઃ ૫ મેરચિતઃ ૬ પ્રસ્તારઃ ૭ પ્રસાદઃ તેના બીજા નામ ૧ ભદ્રઃ, તન્દ્રઃ, ૩ જિતઃ, ૪ સોમઃ, ૫ ગ્રીવઃ, ૬ ભાલઃ, ૭ પ્રકાશઃ.

**આરોહી અલંકારના ભેદનાં નામઃ**—૧ વિસ્તીર્ણઃ,૨ નિષ્કર્ષઃ ( ગાત્ર વર્ણઃ ), ૩ બિંદુઃ, ૪ અભ્યુછ્યઃ ( અભ્યુચ્ચયઃ ), ૫ પહસિતઃ, ૬ પ્રેંખતઃ, ૭ આક્ષિપ્તઃ, ૮ સંધિપ્રચ્છાદનઃ, ૯ ઉદ્દગીતઃ, ૧૦ ઉદ્દવાહિતઃ ૧૧ ત્રિવર્ણઃ, ૧૨ પૃથગ્વેણિઃ.

અવરોહિના અલંકારના નામ પણ તેજ છે.

**સંચારી અલંકારના નામ**—૧ મંદ્રાદિઃ, ૨ મન્દ્ર મધ્યઃ, ૩ મંદ્રાંતઃ, ૪ પ્રસ્તારઃ, ૫ પ્રસાદઃ, ૬ વ્યાવૃત્તઃ, ૭ ચસ્ખલિતઃ, ૮ પરિવર્ત્તઃ, ૯ આક્ષેપઃ, ૧૦ બિંદુઃ, ૧૧ ઉદ્વાહિતઃ, ૧૨ ઉર્મિઃ, ૧૩ સમઃ, ૧૩ પ્રેંખઃ, ૧૪ નિષ્કૂજિતઃ, ૧૫ શ્યેનઃ, ૧૬ ક્રમઃ, ૧૭ ઉદ્દઘાટિતઃ, ૧૮ રંજિતઃ, ૧૯ સન્નિવૃત્તઃ, ૨૦ પ્રવૃત્તકઃ, ૨૧ વેણુઃ, ૨૨ લલિત સ્વર, ૨૩ હુંકારઃ, ૨૪ લ્હાદમાનઃ, ૨૫ અવલોક્તિઃ,

**બીજા અલંકારના નામઃ**—૧ તારમંદ્ર પ્રસન્ન, ૨ મંદતાર પ્રસન્ન, ૩ આવર્તક, ૪ સંપ્રદાન, ૫ વિધૂત, ૬ ઉપલોલ, ૭ ઉલ્હાસિત,

૧ ઇન્દનીલઃ, ૨ મહાવજ્રઃ, નિર્દોષઃ, સીરઃ, પ્રકોકિલઃ, ૬ આવર્તઃ, ૭ સદાનંદઃ.

બીજા—૧ ચક્રાકારઃ, ૨ જવઃ, ૩ શંખઃ, ૪ પશ્માકારઃ, ૫ વારિદઃ.

**સ્થાયિગત અલંકાર**—મંદ્રદ્વયાત્ પરે તારે પ્રસન્નાદિસ દીરિતઃ ॥ એ મંદ્ર સ્વરની પછી એક તાર આવે એટલે તેને પ્રસન્નાદિ કહેવું જેમકે સાં સાં સાં.

તદ્વૈભોમ્યે પ્રસન્નાંતઃ-

પ્રસન્નાદિથી ઉટલું એક એક તાર અને પછી બે મંદ્ર એવા સ્વર આવે તો તેને પ્રસન્નાંત કહેવું. જેમકે—સાં સાં સાં.

મંદ દીપ્ત મંદ એવા સ્વર આવે તો તેને પ્રસન્નાદ્યંત કહેવું જેમકે સાં સાં સાં.

તાર પ્રસન્ન તથા તાર એવા સ્વરમાં પ્રસન્ન મધ્ય કહેવાય છે

જેમકે સાં સાં સાં.

મૂર્છનાનો પહેલો સ્વર આદ્યંતી હોઇને બીજો સ્વર મધ્ય ત્યારે એક કળા થાય છે; મૂર્છનાનો પહેલો સ્વર આદિનો હોઇને બીજો ચોથો મધ્યમાં હોય તો બીજી કળા થાય છે, મૂર્છનાનો પહેલો સ્વર આદ્યંતી હોઇને પંચમો, છઠો અને સાતમો સ્વર મધ્યમાં હોય તો બીજી કળા થાય છે, આ ત્રણ કળા જેમાં હોય છે તેને ક્રમરેચિત કહે છે. જેમ-કે—સં રિ સં સં ગ મસં સં પધનિ સા.

ક્રમરેચિતના પ્રતિકળાના આખરે દીપ્ત એટલે તાર સ્વર હોય તો તેને પ્રસ્તાર કહે છે જેમ કે સં રિસં સંગ મ સં સં પધનિ સાં.

ઉપર લખેલા પ્રસ્તારના લક્ષણમાં જ્યાં તાર મંદ્ર તથા તાર સ્વર છે તેને બદલે તાર તથા મંદ્ર આવે તો તેને પ્રસાદ કહેવું. જેમકે—સં રિ સં ગં મ સં સં પ ધ નિ સં.

કોઈ પણ સ્વર પહેલા ઉચ્ચારીને તેના પછીના સ્વરના ઉચ્ચા-રવા પછી ફરી પહેલાં સ્વરનો ઉચ્ચાર કરવો તથા એવા ક્રમને એક એક સ્વર છોડવા એ અલંકારને ભદ્ર કહેછે. સરિસ, રિગરિ, ગમગ, મપમ, પધપ, ધનિધ, નિસનિ, સનિસ.

ઉપર લખેલા ભદ્ર લક્ષણ પ્રમાણે જ પરંતુ એકેક સ્વર બે વ-ખતે જમાં ઉચ્ચારવા પડે છે તેને તન્દ્ર કહેવામાં આવે છે.

સસ રિરિ સસ, રિરિ ગગ રિરિ,
ગગ મમ ગગ, મમ પપ મમ.
પપ ધધ પપ, ધધ નિનિ ધધ.
નિનિ સસ નિનિ, સસ નિનિ સસ.

સગરિસ એ ક્રમ પ્રમાણે લઘુકાલનો ઉચ્ચાર કરવો તેને જિત કહે છે.

સગરિસ, રિમગરિ, ગપમગ, મધપમ, પનિધપ, ધસનિધ.

બે બે સ્વર લઇને પહેલા ક્રમનો ગુરૂકાલનાથી ઉચ્ચાર કરવો તેને સોળ કહેછે.

સસ ગગ રિરિ સસ, રિરિ મમ ગગ રિરિ,
ગગ પપ મમ ગગ, મમ ધધ પપ મમ,
પપ નિનિ ધધ પપ, ધધ સસ નિનિ ધધ.

સ ગ રિ ગ મ ગ રિ સ આ ક્રમથી બે સ્વર લઘુકાલથી ઉચ્ચારવા તેને ગ્રીવ એવું હનૂમાન કહે છે.

સ ગ રિ ગ મ ગ રિ સ, રિ મ ગ મ પ મ ગ રિ,
ગ પ મ પ ધ પ મ ગ, મ ધ પ ધ નિ ધ મ મ,
પ નિ ધ નિ સ નિ ધ પ.

સ ગ રિ મ મ ગ રિ સ, એ ક્રમથી લઘુકાલથી ઉચ્ચારવાને મારૂતિ ભાલ કહે છે.

સ ગ રિ મ મ ગ રિ સ, રિ મ ગ પ પ મ ગ રિ,
ગ પ મ ધ ધ પ મ ગ, મ ધ પ નિ નિ ધ પ મ,
પ નિ ધ સ સ નિ ધ પ.

પહેલા બે વખતે સ, પછી બે વખત રિ તથા બે વેળા ગ ઉચ્ચારીને એક એક વેળા ગરિ ગરિ સ આ સ્વર ક્રમથી ઉચ્ચારવાના અલંકારને હનુમાન પ્રકાશ કહે છે.

સસ રિરિ ગગ મ ગરિ મરિસ, રિ રિ ગગ મમ પમ ગમ ગ રિ,
મમ પપ ધધ નિધપ ધપમ, પપ ધધ નિનિ સનિધ નિ ધપ.

**અવરોહી અલંકાર**—રોકાઇ રોકાઇને લાંબા સ્વરનો ઉચ્ચાર કરવો તેને વિસ્તીર્ણ કહે છે.

સા રી ગા મા પા ધા ની સા.

બે વેળા એક જ સ્વર નહિ રોકાતાં જોડે ઉચ્ચારવાને નિષ્કર્ષ કહે છે.

સસ રિરિ ગગ મમ પપ ધધ નિનિ સસ.

ત્રણ અથવા ચાર વખત એક જ સ્વર ઉચ્ચારવાને ગાત્રવર્ણ કહે છે અથવા કોઇના મતમાં ગાત્રવર્ણ આ નિષ્કર્ષ અલંકારના પેટા ભાગ છે.

સસસ, રિરિરિ, ગગગ, મમમ,

પપપ, ધધધ, નિનિનિ, સસસ;

સસસસ રિરિરિરિ, ગગગગ, મમમમ.

પપપપ ધધધધ, નિનિનિનિ, સસસસ.

પહેલો સ્વર ત્રણ વખતે લાંબો ઉચ્ચારીને પછી બીજો સ્વર ટૂંકો ઉચ્ચારવો એ ક્રમને બિંદુ અલંકાર હનુમાન કહે છે.

સાસાસારિ, રીરીરીગ, ગાગાગામ, મામામાપ, પાપાપાધ, ધાધાધાનિ, નીનીનીસ.

પહેલો સ્વર ઉચ્ચારીને બીજો છોડી દેવો તથા ત્રીજો ઉચ્ચારવો, ત્યાર પછી ચોથો છોડવો, પાંચમો ઉચ્ચારવો એ ક્રમને અભ્યુચ્ચય અલંકાર કહે છે.

*સગ, રિમ, ગપ, મધ, પનિ, ધસ,

પહેલા એક સ્વર પછી બે ( પહેલો અને બીજો ), ત્યાર પછી ત્રણ ( પહેલો બીજો અને ત્રીજો ) આ ચઢતા ક્રમથી ઉચ્ચારવા અથવા પહેલો સ્વર એક વખત, બીજો સ્વર બે વખત, ત્યાર પછી ત્રીજો સ્વર ત્રણ વખત આ ક્રમથી ઉચ્ચારવાને હનૂમાન હસિત અલંકાર કહે છે.

સ, સરિ, સરિગ, સરિગમ, સરિગમપ,

સરિગમપધ, સરિગમપધનિ, સરિગમપધનિસ.

અથવા

સ, રિરિ, ગગગ, મમમમ, પપપપપ,

---

* સ ગ પનિ—આવો કેટલાકનો મત છે.

ધધધધધધધ, નિનિનિનિનિનિનિ, સસસસસસસસ.

પહેલા પહેલો અને બીજો એવા બે સ્વર, બીજો અને અને ત્રીજો એવા બે, પછી ત્રીજો અને ચોથો એવા બે,. આ ક્રમથી ચઢતા ઉચ્ચારણને પ્રેંખિત અલંકારનો ક્રમ કહે છે. સારી, રીગા, ગામા, માપા, પાધા, ધાની, નીસા,

એક સ્વર પડતો મૂકીને બીજા એવા ક્રમથી જેમાં બે બે સ્વર ઉચ્ચારવામાં આવે છે તેને આક્ષિપ્ત અલંકાર કહે છે.

[1]સસ ગગ, રિરિ મમ, ગગ પપ, મમ ધધ, પપ નિનિ, ધધ સસ.

પહેલા બે હ્રસ્વ, બીજો દીર્ઘ એવા હોવાથી તેને હનુમાનસંધિ પ્રચ્છાદન કહે છે.

[2]સરિગા, રિગમા, ગમપા, મપધા, પધની ધનિસા.

પહેલા સ્વરનો ઉચ્ચાર બે વખત, બીજા સ્વરનો એક વખત અને ત્રીજા સ્વરનો દીર્ઘ ઉચ્ચાર કરવામાં આવે છે તેને ઉદ્‌ગીત કહે છે.

[3]સ સ રિ ગા, રિ રિ ગ મા, ગ ગ મ પા,
મ મ પ ધા, પ પ ધ ની, ધ ધ નિ સા,

ચાર વખત પહેલો સ્વર, બે વખત બીજો સ્વર, એક વખત ત્રીજો સ્વર અને એક વખત ચોથો સ્વર આ પ્રમાણે ઉચ્ચારણ કરવાને ઉદ્વાહિત કહે છે.

[4]સ સ સ સ રિ રિ ગ મ,
રિ રિ રિ રિ ગ ગ મ પ,
ગ ગ ગ ગ મ મ ધ ધ,

---

૧. સગા ગપા પની–એવો મતાંતર છે.

૨. સરિગા ગમપા પધની–એવો મતાંતર છે.

૩. સ સ સ રિ ગા મ મ મ પ ધા. એવો પણ મતાંતર છે.

૪. સ રિ રિ રિ ગા મ પ પ પ ધા. " "

મ મ મ મ મ પ પ ધ નિ,
પ પ પ પ પ ધ ધ નિ સ.

પહેલો સ્વર એક વખત, બીજો એક વખત, અને ત્રીજો ત્રણ વખત એવા હોય તો તેને ત્રિવર્ગ કહે છે.

[1]સ રિ ગ ગ ગ, રિ ગ મ મ મ
ગ મ પ પ પ, મ પ ધ ધ ધ
પ ધ નિ નિ નિ ધ નિ સ સ સ

**રાગ વિશે વિવિધ વિચારો**—એ નિયમ પ્રમાણે જે રાગ થાય છે તેમાંના કેટલાકના નામ મળશે તથા કેટલાકનાં મળશે નહિ. જેના નામ મળશે નહિ તેને પોતાની મરજી પ્રમાણે જે ગમે તે નામ આપ્યાથી અમારા મતે કંઈ હરકત નથી. મુખ્ય મુદ્દો એટલો જ છે કે આપણે કહેલા રાગ નિયમ પ્રમાણે વગાડવા જોઇએ. નામ મધુમાધવી છે તેના ઉપર રાગનું માધુર્ય અવલંબીને હોતું નથી. પ્રચારમાં જે નામો જોવામાં આવે છે તેમાં પાપ ઘણી જ વિસંગતા છે. એક જ સ્વર મુહથી ક્યાં ક્યાં ભૂપ કહે છે અને ક્યાં મોહન કહે છે. સારંગને ક્યાં ક્યાં મધ્યમાવતિ કહે છે. ઉપર અમે બિભાસ રાગ તથા ભૂપરાગના એક જ સ્વર આપ્યા છે તેમાં બિભાસમાં ધૈવત વાદી કરીને ગાય છે તથા અમારા મતે બિભાસમાંના સ્વર કોમળ ઋષભ તથા ધૈવત હોય છે. જે બિભાસ ઉપર લખેલા પ્રમાણે ગાય છે તેના ગાવામાં ભૂપ તથા બિભાસ એક જ છે એવું જણાવવાનો સંભવ વધારે હોય છે.

પ્રચારમાં જે રાગના નામ મળે છે તેમાંથી કેટલાક દેશના નામ છે. જેવા કે-બંગાલી, ગુર્જરી, વરાડી, માલવ, કર્નાટી ઇત્યાદિ.

કંઇ દેવતાના નામ છે. જેમકે ભૈરવ, ભૈરવી.

કેટલાક મિશ્ર રાગના અન્વર્થક છે. જેમકે-મેઘ, દીપ, ગૌડસા-

---

૧ સ રિ ગ ગ ગા મ પ ધ ધ ધા. એવો પણ મતાંતર છે.

રંગ, ગૌડમલ્હાર ઈત્યાદિ.

તથા કેટલાક નવા રાગ બનાવનારના નામ છે. જેમકે—મિયાનેદ સારંગ, હુસેની કાનડા, બિલાસખાની તોડી, સુર-મલ્હાર ઈત્યાદિ.

**મુખ્ય વીસ રાગ**—શ્રી કલ્પિનાથના મત પ્રમાણે—ઔડવ, ષાડવ અને સંપૂર્ણ એવા રાગના ત્રણ પ્રકાર છે.

૧ શ્રીરાગ, ૨ નટ્ટ, ૩ બંગાલ, ૪ ભાષા, ૫ મધ્યમ, ૬ ષાડવ, ૭ રક્તહંસ, ૮ કોલ્હાસ, ૯ પ્રભવ, ૧૦ ભૈરવ, ૧૧ ધ્વનિ, ૧૨ મેઘરાગ, ૧૩ સોમરાગ, ૧૪ કામોદ, ૧૫ આમ્ર પંચમ, ૧૬ કંદર્પ, ૧૭ દેશાખ્ય, ૧૮ કકુભ, કૈશિક, ૨૦ નટ્ટ નારાયણ આવા વીસ રાગ છે.

**રાગની ઉત્પત્તિ વિશે પ્રાચીન મત.** શ્રી સોમેશ્વરના મત પ્રમાણે—શિવ શક્તિના સમાયોગથી રાગની ઉત્પત્તિ થઇ. શિવના પાંચ મોથી પાંચ રાગ થયા, તથા છઠ્ઠો ગિરિજાના મોંથી થયો. શિવના સયોવક્તાથી શ્રી રાગ ઉત્પન્ન થયો; વામદેવથી વસંત થયો; અઘોરથી ભૈરવ થયો. તત્પુરૂષથી પંચમ રાગ થયો, ઇશાન નામના મોંથી મેઘરાગ ઉત્પન્ન થયો; અને ગિરિજાના મોંથી નટ્ટનારાયણ રાગ ઉત્પન્ન થયો. આ બધા રાગ શિવગિરિજા નાચતાં ઉત્પન્ન થયા.

**રાગ રાગણી**—રાગ મોટા બાપ સરખા છે, રાગણી તેમની આગળ બચ્ચાં જેવી છે. રાગણી "સંપૂર્ણ" ગણાય છે પણ રાગો જે "અસંપૂર્ણ" છે તેમના કરતાં એ "સંપૂર્ણ" રાગણી વધારે સહેલ છે. સાધારણ રીતે જે "સંપૂર્ણ" તે શ્રેષ્ઠ કહેવાય છે; પણ સંગીતમાં તેમ નથી. દેશી ગાયનમાં જે "અસંપૂર્ણ" રાગો છે તે વધારે ઉત્તમ ગણાય છે, કેમકે તે ગાવામાં કઠણ અને વધારે કળાકૌશલવાળા છે. રાગણીઓ ઘણું કરીને "સંપૂર્ણ" હોય છે પણ કેટલાક મોટા રાગો "અસંપૂર્ણ" છે.

મોટા રાગોની બનાવટમાં ખુબી એ છે કે તેઓમાં સ્વર (સુર) ઓછાં હોય છે, તે સ્વરો વળી એકેકથી દૂરનાં હોય છે અને તેમાં

વળી સીધા નહિ પણ અર્દ્ધ સ્વરો હોય છે જેને "તીવ્ર" અને "કોમળ" સ્વરો કહે છે. આ સિદ્ધાંત સમજવા માટે આ સાત સ્વરો શું છે, અર્દ્ધ સ્વરો કેવાં હોય છે. અને તીવ્ર કોમળ કેમ થાય છે તે જાણવું જોઇએ.

૧ સા ( ષડજ ), ૨ રે ( રેખબ ), ૩ ગ ( ગંધાર ), ૪ મ ( મધ્યમ ), ૫ પ ( પંચમ ), ૬ ધ ( ધૈવત ), ૭ ની નિષાધ.

એમ સાત નામના છે. દરેક સ્વર અવાજમાં એકેક કરતાં ચઢતા છે અને સાતમાં "ની" ( નિષાધ ) ના સ્વર પછી સા અથવા પ્રથમ સ્વર પાછો આવે છે તે પાછો આગલો જ છે પણ અવાજમાં આઠગણો ચઢતો છે. એ સાત સ્વરોની વચ્ચે વળી બીજા પાંચ અડધા અડધા સ્વરો છે કે જે આગલા કરતાં અડધાં ઉતરતાં પણ પાછલા કરતાં અડધા ચઢતાં છે. જેમકે "સા" અને 'રે' ની વચ્ચે એક સ્વર છે, જે "સા" કરતાં અવાજમાં ચઢતો છે, તેથી તેને તીવ્ર "સા" કહે છે; પણ તે 'રે' કરતાં અડધો ઉતરતો છે માટે તેને કોમળ "રે" ( રેખબ ) કહે છે. આ સ્વરો ચઢ ઉતર તથા ઉલટા સુલટા ગોઠવીને પછી તે સ્વરો ઉચ્ચારવાથી એક ગીતનો શબ્દ નીકળે છે. જેમ જૂદા જૂદા સ્વરોને ઉલટ પાલટ લઇ તેમના ઝુમખાની રચના કરી હોય છે તેમ એક શબ્દ વધારે મધુર અથવા વધારે કઠણ બને છે. હવે રાગણીમાં આ સાત સ્વર સધમ હોય છે, વધારે પાસે પાસ હોય છે, તેમાં અંતર ઘણા નાના હોય છે અને તેથી કરીને તે સ્વરો ગાઇ જવા સહેલ પડે છે. જે મોટા રાગો છે તેમાં સાત સ્વરો એકઠા કે સીધા આવતા નથી. તેમાં સ્વરોના ઝુમખા વચ્ચે ઉલટ પાલટ સ્વરોથી અંતર મોટા હોય છે અને તેથી તે ગાવાને કઠણ પડે છે, કોઈ રાગો નામે તો "અસંપૂર્ણ" ગણાય છે તે "અસંપૂર્ણ એટલા માટે કે તેમાં સાતે પૂરા સ્વર હોતા નથી. કોઇ રાગ છ સ્વરના હોય છે, કોઈ પાંચના અને 'માલશ્રી' નામની એક રાગણીમાં માત્ર ત્રણ સ્વરો જ આવ્યા કરે છે. એટલા માટે તે બધાથી શીખાય એવા રાગો નથી અને

જેઓ તેમની બાંધણી સમજતા નથી તેઓને તે સીધા સ્વરોની રાગણી જેટલી લેહજત આપતા નથી.

**૭ પુરૂષ રાગ કહેવાય અને તેની દરેકની ભાર્યા ૭ ૭ એવી છત્રીસ રાગિયોના નામ**—૧ શ્રી રાગની ભાર્યા-૧ માલશ્રી, ૨ ત્રિવણી, ૩ ગૌરી, ૪ કેદારી, ૫ મધુમાધવી, ૬ પહાડિકા.

૨ વસંતરાગની ભાર્યા—૧ દેશી, ૨ દેવગિરી, ૩ વરાટી, ૪ તોડિકા, ૫ લલિતા, ૬ હિંદોળી.

૩ ભૈરવ રાગની ભાર્યા-૧ ભૈરવી, ૨ ગુજ્જરી, ૩ રામકિરી, ૪ ગુણકિરી, ૫ બંગાલી, ૬ સૈંધવી.

૪ પંચમ રાગની ભાર્યા-૧ વિભાષા, ૨ ભૂપાળી, ૩ કર્ણાટી, ૪ વડહંસિકા, ૫ માલવી, ૬ પટમંજરી.

૫ મેઘ રાગની ભાર્યા-૧ મલ્લારી, ૨ સૌરટી, ૩ સાવેરી, ૩ કૌશિકી, ૫ ગાંધારી, ૬ હર શૃંગારી.

૬ નટ્ટ નારાયણ રાગની ભાર્યા-૧ કામોદી, ૨ કલ્યાણી, ૩ આભીરી, ૪ નાટિકા, ૫ સારંગી, ૬ નટ્ટ હંબીર.

નારદ સંહિતા પ્રમાણે-૧ માલવ, ૨ મલ્લાર, ૩ શ્રી રાગ, ૪ વસંત, ૫ હિંદોલ, ૬ કર્ણાટ. આ ૭ પુરૂષ રાગ છે.

૧ માલવ રાગની ભાર્યા-૧ ધાનસી, ૨ માલસી, ૩ રામકિરી, ૪ સિંધુડા, ૫ આશાવરી, ૬ ભૈરવી.

૨ મલ્લારની ભાર્યા-વેલાવલી, ૨ પુરવી, ૩ કાનડા, ૪ માધવી, ૫ કોડા, ૬ કેદારિકા.

૩ શ્રી રાગની ભાર્યા-૧ ગાંધારી, ૨ સુભગા, ૩ ગૌરી, ૪ કૌમારિકા, ૫ વલ્લારી, ૬ વૈરાગી.

૪ વસંતની ભાર્યા-૧ તુડી, ૨ પંચમી, ૩ લલિતા, ૪ પટમંજરી, ૫ ગુજ્જરી, ૬ વિભાષા.

૫ હિંદોલની ભાર્યા-૧ માલવી, ૨ દીપિકા, ૩ દેશકારી, ૪ પાહિ-

ડા, ૫ વરાડી, ૬ મારહાઠા.

૬ કર્ણાટ રાગની ભાર્યા–૧ નાટિકા, ૨ ભૂપાલી, ૩ રામકેલી, ૪ ગડા, ૫ ક઼ામોદી, ૬ કલ્યાણી.

હનુમન્મતા પ્રમાણે–૧ ભૈરવ, ૨ કૌશિક, ૩ હિંદોલ, ૪ દીપક, ૫ શ્રી રાગ, ૬ મેઘ રાગ. આ ૭ પુરૂષ રાગ છે.

ભૈરવ રાગની ભાર્યા–૧ મધ્યમાદી, ૨ ભૈરવી, ૩ બાંગાલી, ૪ વિરાટકા, ૫ સૈંધવી.

૨ કૌશિક રાગની સ્ત્રી–૧ તોડી, ૨ વાંબાવની, ૩ ગૌરી, ૪ ગુ-ણકી, ૫ કકુભા.

૩ હિંદોલની સ્ત્રી–૧ વેલાવલી, ૨ શામકિરી, ૩ દેશાખ્યા, ૪ પઠમંજરી, ૫ લલિતા.

૪ દીપકની સ્ત્રીઓ–૧ કેદારી, ૨ કાનડા, ૩ દેશી, ૪ કોમદી, ૫ નાટિકા.

૫ શ્રી રાગની સ્ત્રીઓ–૧ વાસંતી, ૨ માલતી, ૩ માંલશ્રી, ૪ ધનાસિકા, ૫ આશાવરી.

૬ મેઘ રાગની ભાર્યા–૧ મલ્લારી, ૨ દેશકારી ૩ ભૂપાલી, ૪ ગુજર્જરી, ૫ ટંકા.

**રાગ અને રાગના આશ્રયમાં રહેનાર રાગનાં નામ**—રાગાર્વમત પ્રમાણે–૧ ભૈરવ, ૨ પંચમ, ૩ નાટ, ૪ મલ્લાર, ૫ ગૌડ માલવ, ૬ દેશાખ્યા આ ૭ રાગ છે. તેના આશ્રય કરીને જે રાગ રહે છે તેના નામ.

ભૈરવના આશ્રયથી રહેનારા રાગના નામ–૧ બંગાલી, ૨ ગુણ-કિરી, ૩ મધ્યમાદી, ૪ વસંતક, ૫ ધાનશ્રી.

પંચમના આશ્રયપર રહેનારાના નામ—૧ લલિતા, ૨ ગુજર્જરી, ૩ દેશી, ૪ વરાડી, રામકૃત.

નટના આશ્રયપર રહેનારા રાગના નામ—૧ નટ્ટનારાયણ, ૨ ગાંધાર, ૩ સાલગ, ૪ કેદાર, ૫ કર્ણાટ.

મલ્લારના આશ્રયપર રહેનારા રાગના નામ—૧ મેઘ, ૨ મલ્લારીકા, ૩ માલકૌશિકા, ૪ પટમંજરી, ૫ આશાવરી.

ગૌડના આશ્રયપર રહેનારા રાગના નામ—૧ હિંદોલ, ૨ ત્રિવણા, આંધાલ, ૪ ગૌરી, ૫ પટહંસિકા.

દેશાખ્ય રાગના આશ્રયથી રહેનારા રાગના નામ—૧ ભૂપાલી, ૨ કુડાયી, ૩ કામોદી, ૪ નાટિકા, ૫ વેલાવલી.

સંગીત નારાયણ ધૃત સંગીતસાર પ્રમાણે—સંપૂર્ણ, ષાડવ અને ઔડવ એવા ત્રણ જાતના રાગ છે.

સંપૂર્ણ જાતના રાગના નામ—૧ શ્રીરાગ, ૨ નટ્ટ, ૩ કર્ણાટ, ૪ વેધગુપ્ત, ૫ વસંત, ૬ શુદ્ધભૈરવ, ૭ બંગાલ, ૮ સોમ, ૯ આમ્રપંચમ, ૧૦ કામોદ, ૧૧ મેઘરાગ, ૧૨ દ્રાવિડ ગૌડ, ૧૩ વરાટી, ૧૪ ગુજરી, ૧૫ તોડિકા, ૧૬ માલવશ્રી, ૧૭ સૈંધવી, ૧૮ દેવકૃતિ, ૧૯ રામકિરી, ૨૦ પ્રથમમંજરી, ૨૧ નટ્ટા, ૨૨ વેલાવલી, ૨૩ ગૌડી, ૨૪ નાટ (૧ ઘંટારવ, ૨ નટ્ટનારાયણ, ૩ ભૂપતિ, ૪ શંકરાભરણ સંગીત રત્નમાળા પ્રમાણે. )

ષાડવ રાગના નામ—૧ ગૌડ, ૨ કર્ણાટગૌડ, ૩ દેશી, ૪ ધન્નાસિકા, ૫ કોલાહલ, ૬ બલ્લારી, ૭ દેશાખ્ય, ૮ શાવિરી, ૯ સુસ્થાવતી, ૧૦ હર્ષપુરી, ૧૧ મલ્લારી, ૧૨ હુંજિકા, ૧૩ શ્રીકંઠિકા, ૧૪ ભૌલી, ૧૫ તારા, ૧૬ માલવગૌડ, ૧૭ આભીરી, ૧૯ મધુકિરી, ૨૦ છાપા.

ઔડવ રાગના નામ—૧ મધ્યમાદી, ૨ મલ્લાર, ૩ દેશપાલી, ૪ કેદાર, ૫ માલવ, ૬ હિંડોલ, ૭ ભૈરવી, ૮ નાગધ્વનિ, ૯ ગૌડકિરી, ૧૦ લલિતા, ૧૧ છાપાતોડી, ૧૨ પ્રતાપવેલાવલી, ૧૪ સૈંધવી ( એ જાતના ) ૧૪ તુરૂષ્કગૌડ, ૧૫ ગાંધાર, ૧૬ પુલિંદિકા, ૧૭ મેવરંગી.

સંકીર્ણ રાગના નામો—૧ છાયા, ૨ છાયાનટ્ટ, ૩ વિહંગડા, ૪ ગૌડ સારંગી, ૫ શ્યામ, ૬ શંકરા, ૭ રાજવિજય, ૮ જયતશ્રી, ૯ પૌવી, ૧૦ નટ્ટમલ્લારિકા, ૧૧ રામકેલી, ૧૨ મારફત, ૧૩ વલ્લારી, ૧૪ ગૌરી, ૧૫ કલ્યાણી, ૧૬ કર્ણાટી, ૧૭ આશાવરી, ૧૮ મુખાવરી.

## મુસલમાનોની રાગ રાગણી.

જેમ સંસ્કૃત સંગીત શાસ્ત્રમાં ૭ મોટા રાગ તથા છતરીશ મોટી રાગણી કહેલી છે, તેમ મુસલમાનોના મતમાં પણ બાર મોકામ બતાવેલા છે. તેઓએ સંસ્કૃતના ઘણા જૂના રાગનો સારાંશ લઇને કેટલાક ફારસી અને આરબી રાગની સાથે મેળવીને તે બાર મોકામ નક્કી કર્યા છે. જેમ સંસ્કૃત શાસ્ત્રમાં એક એક રાગની ૭ ભાર્યા અથવા રાગણી કલ્પેલી છે, તેમ મુસલમાનોએ એક એક મોકાલની બે ભાર્યા અથવા રાગણી કલ્પી છે. એ રાગિણીને ફારસી ભાષામાં શોભા કહે છે. શોભા બધી મળીને ચોવીશ છે જેમ ૭ રાગ અને છતરીશ રાગિણીના એકમેકના મેળાપથી એક એક રાગના આઠ પુત્રો બતાવે છે. તેમ મુસલમાનો મોકામ તથા શોભાના એકમેકના સંયોગથી એક એક મોકામના ચાર ચાર પુત્ર બતાવે છે, એ પુત્રોને ગુંબા કહે છે, ગુમ્બા ૪૮ છે.

---

| બાર મોકામના નામ. | ચોવીશ શોભાના નામ. | ગુમ્બાના નામ. |
|---|---|---|
| રિહાત્રિ. | જુરૂજિઆરબ. | વાહારીણસાથ. |
| | જુરૂજિઆજમ. | ગરીબ. |
| હોસેની. | ડુગા. | સુયારા. |
| | મુહાઇયર. | ધન જૂદા. |
| રાષ્ટ્. | મહરકટ. | નોબાપકુપ. |
| | પંજગા. | સરફરાજ. |
| હિરાજ. | સિગા. | બાસ્તાને ગાર. |
| | હિસાર. | નવાને કુદાનીયા. |
| બુજુગ. | હુમાઇઉન. | નિયાવંદફ. |
| | નૂજટ. | સુરા. |
| કોબાક. | રખબ્. | દેલવરં. |
| | રાઇયટી. | ઔઓજ કામાલ |
| ઇરાખ. | મોકાલેફ. | નેગાર્. |
| | મહ્લુવ. | બિસાલ્. |
| ઇસિરાન. | ટબ્રેજ. | શોરી. |
| | નમ્બાપુરક. | દુરબંગેન્જ. |
| તુબા. | ન્યુરૂજિખાવા. | બહરીકામાલ. |
| | મહવાર. | બરરીઆસલી. |
| ઓસ્વાખ્. | જાબી. | એત્તદાલ. |
| | આઓજ્. | ગોલેસ્તાન. |
| જંગુલા. | ચાહાગાં. | સુરીયવ. |
| | ધિજલ | હાએરાન. |
| બોસુલિખ્. | ઉસીવાન. | જુમાલી. |
| | સુરા. | ૨ઃ આફ્જા. |
| | | હાએરાજો. |
| | | મોયાનેહલે. |
| | | હુયાજીબી. |
| | | પહલુભિ. |

૪૮ ગુમ્બામાંથી ૨૮ ગુમ્બાના નામ હાલમાં જડે છે બીજા જડતા નથી.

**રાગનું પુનરાવલોકન**—દેશી ગાયન વિદ્યાની ગોઠવણ ખરેખર કૌશલવાળી છે, અને તેથી થતી અસર નહિ તુટે તેમજ તે અસર ઉત્પન્ન કરવાની કળા દિવસે દિવસ નહિ ભાગે અને તેનો ગેર ઉપયોગ થતો અટકે એવા હેતુથી ચોકસ રાગ, ચોકસ વખતે ગાવા માટે સંગીત શાસ્ત્રીઓ ફરમાવવા લાગ્યા. તેઓએ પ્રથમ મૂળ ૭ રાગ બનાવ્યા. ભેરવ, માલકોશ, હીંડોળ, મેઘ, દીપક અને શ્રી એ દરેક રાગની ૭ સ્ત્રીઓ બનાવી, જેને રાગણીનું નામ આપ્યું. એ દરેક રાગણીને પેટે અવતરેલા પુત્રોને એવીજ જાતના રાગોના નામથી ઓળખ્યા અને વળી તે દરેક પુત્રને સ્ત્રી સાથ પરણાવી, રાગ, રાગણી અને તેમના પુત્રના વંશનો વેલો વધારી એક ગંજાવર કુટુંબ ઉભું કરી તે સર્વને તાન, અલાપ અને અલંકારથી સણગારી, દેશી ગાયન વિદ્યાને પૂર્ણ અવસ્થાંમાં લાવી મેલી, અને દરેક રાગની ચીજને ચોકસ વખતે ગાવાનું ફરમાર્યું. ચોકસ વખતે જ ગાવા અને ગવડાવવામાં સંગીત શાસ્ત્રીઓની મતલબ એ હતી કે, રાગ અને રાગણીઓની ગોઠવણ તેઓએ વખતના હિંગામની મહિમા તપાસી કરી હતી. સુરોની પેઠે તેઓએ વખતની પણ વેહેચણી કરી નાખી, આખાં વર્ષની જૂદી જૂદી ઋતુઓના જૂદા જૂદા ભાગો કરી, પહેલાં તો કેટલાક રાગો ચોકસ ઋતુમાં જ ગાવાનું તેઓએ ઠરાવ્યું, જેમકે, વસંત ઋતુમાં રાગ વસંત અને ચોમાસામાં રાગ મેઘ અને મલહાર રાગના સુરોની ગોઠવણ પણ તેવી જ રીતે કરી કે, જેથી તે વખતના હિંગામને મળતો જ સરોદ તે ગાયનોના સુરમાંથી નીકળે.

**રાગ ગાવાનો વખત**—સંગીત નારાયણ કૃત સંગીતસાર પ્રમાણે સવારમાં ગાવાના રાગ—૧ મધુમાધવી, ૨ દેસાખ્યા, ૩ ભૂપાલી ૩ ભૈરવી, ૫ વેલાવલી, ૬ મલ્લારી, ૭ વલ્લાસ, ૮ સામગુજ્જરી, ૯ ધનાશ્રી, ૧૦ માલવશ્રી, ૧૧ મેઘરાગ, ૧૨ પંચમ, ૧૩ દેશકારી, ૧૪ ભૈરવ, ૧૫ લલિતા ૧૬ વસંત.

બે પ્રહર દિવસ પછી ગાવાના રાગ—વૈરાગ, તોડિકા, કામોદી, કુડચિકા, ગાંધારી, નાગ શબ્દી, દેશી, શંકરાભરણ.

ત્રણ પ્રહર દિવસ પછી ગાવાના રાગ—શ્રીરાગ, માલવ, ગૌડી, ત્રિવણ, નટકલ્યાણ, સારંગનટ્ટ, સર્વનાટ, કેદારી, કર્ણાટી, આભેરીકા, વડહંસી, અને પહાડી.

અડધી રાત સુધી ગાવામાં સુખપ્રદ છે. પહેલા લખ્યા પ્રમાણે વખતસર ગાવું. રાજાની જગાએ કાલનો વિચાર નથી. હુકમ પ્રમાણે ગાવું.

પંચમ સારસંહિતા પ્રમાણે—વિભાષા, લલિતા, કામોદી, પટમંજરી, રામકેલી, રામકિરી, વરાડી ગુજરી, દેશકારી, સુભગા, આમેરી, પંચમી, ગડા, ભૈરવી અને કૌમારી એ ૧૫ રાગણીઓ પૂર્વાહ્નની વખતે ગાવી.

વરાટી, માલવી, કાદા, રેવતી, ધાનસી, વેલાવલી અને મારહાટ્ટા આ સાત રાગયોષિતા મધ્યાહ્નકાલે ગાવા.

ગાંધારી, દીપિકા, કલ્યાણી, પ્રવરાવરી, આશાવરી, કાન્દુલ્ના, ગૌરી, કેદાર, પાહિડા, આ રાગણીઓ સાંઝે ગાવી.

મેઘમલ્લાર રાગ વર્ષાદની વેળાએ સર્વદા ગાવો.

દશદંડ રાત્રી થયા પછી બધા રાગ ગાવા.

ગીત ગોવિંદ ટીકામાં લક્ષ્મણ ભટ્ટ કહે છે કે પ્રાત:કાલના રાગ:—ગૌડકિરી, દેશાખ્યિકા, ગુજરી મધ્યાહ્નકાલના: રામકૃત, કર્ણાટ, નાટ આદિ ગાવા. સાયંકાલી: સારંગ, ગૌડ, સવારના પહોરમાં ભૈરવી ગાવી.

દક્ષિણ દેશના રીવાજ પ્રમાણે—દેશાખ્યા, ભૈરવી, દેવ રક્તહંશી, માહુલા અને નક્તરંજિકા. પ્રભાતની વખતે આ રાગ ગાવાથી સુખ થાય છે. શુદ્ધનટ્ટા, સારંગી, નટ્ટવરાટિકા, છાયા, ગૌડી, લલિતા, મલ્લારિકા, છાયાગૌરી, તોડિકા, ગૌડી, માલવગોડ, રામકિરી, છાયારામકિરી, છાયા સર્વ વરાડિકા, કર્ણાટ, બંગાલી ( આ બધી ચંદ્રની રાગિણીઓ છે ) એ બધી રાગિણીઓ સાંઝે ગાવામાં આવે તો સંપત્તિપ્રદ થાય છે.

**કેઇ કેઈ ઋતુમાં ક્યિા ક્યિા રાગ ગાવા જોઇએ ?** કૈમુદીકારના મત પ્રમાણે શ્રી પંચમીથી[1] દુર્ગામહાત્સવ પૂરો થાય ત્યાં સુધી, પ્રાતઃકાલે ભૈરવ રાગ ગાવો. વસંતરાગ જ્યારે મરજીમાં આવે ત્યારે ગાવો. મધ્યાહ્ને, વરાહી, સાયંકાલે કર્ણાટ નાટ, શ્રી રાગ, માલવ આ ગાયાથી દોષ નથી. ઇન્દ્ર પૂજાના[2] આરંભથી બીજા દિગ્દેવતાના પૂજન થાય ત્યાં સુધીના ગાયન માલવ રાગાશ્રીત હોવા જોઇએ. આવી રીતે આચાર્યોએ ગાયનનો કાલ જૂદી જૂદી રીતનો કહ્યો છે.

જ્ઞાનવાન માણસે કોઇ એકાદા દેશમાં ગાવાનો રીવાજ ત્યાંના શિષ્ટ લોકોમાં જે ગાવાનો હોય તે પ્રમાણે ગાવું.

કવખતે ગાયન કર્યાથી દોષ છે, ગાવાનો વખત ગયો હોય, બધું સારૂં હોવા છતાં તે નાશ પામે છે, મૈહલીત, રાજાની આજ્ઞા અથવા નાટકશાળામાં અકાળી કરેલા ગાયન દોષવાળા થતા નથી.

**ગાવાના મુખ્ય પ્રકાર**—ગાલાના મુખ્ય પ્રકાર ૪ છે. ધ્રુવપદ, ખ્યાલ, ટપ્પા અને ઠુમરી એના શિવાય કંઇક બીજા નાના નાના છે, પણ મુખ્ય તો આ ચારજ છે.

**ધ્રુવપદ** એ પહેલું નીકલ્યું હશે તેમાં સ્વરની રચના સહેલી હોઇને સ્વર ઘણુંકરીને સરખા અવકાશથી કહેવામાં આવે છે. મનુષ્યનો સ્વર બરોબર લાગુ પડ્યાથી થોડા દિવસમાં તેને ધ્રુવપદ બોલતા આવડશે, એનું કારણ એ જ છે કે તાન જલદી જવો વગેરે પછીના ગાયનમાં જે અલંકાર હોય છે તેમાં હોતા નથી. તેથી કંઠની વધારે મહેનત કરવી પડતી નથી. ધ્રુવપદમાં ઘણુંકરીને ચૌતાલ લાગે છે, પણ મારા મનમાં ધ્રુવપદમાં તથા ખ્યાલ ટપ્પામાં તે ફરક નથી. આપણા જ માત્રના અથવા આઠના કેટલા ગણાના ધ્રુવપદ કહી શકાશે; તેને

૧ માઘ શુદ્ધ પંચમીથી અક્ષત્રિતીયે સુધી.
૨ કોજાકારી પુનેમથી અથવા કાર્તિક પડવેથી.

"ધા ધા ધિંતા કિટધા ધિંતા" આટલો જ તાલ લગાડ્યો એટલે થયું. ખરેખરો ફરક સ્વર બોલવાની તરફનો છે. સ્વરની ખટપટ તેમાં ઓછી હોવાથી એમાં તાલની ખટપટ ઘણી જ હોય છે. જેમ ખ્યાલની બરાબર ઘણુંકરીને સીધો ઠેકો જ લગાડવામાં આવે છે તેવો તેની જોડે ધરતો નથી. ગવઇયા ધ્રુવપદ ગાતા હોય છે ત્યારે મૃદંગ વગાડનાર આડા, લડ, પર્ણ, ઝકડકો વગેરેની યથાશક્તિ ભરાવ કરી મૂકે છે, તથા ગાનારને પણ તેની તરફ લક્ષ આપતાં આવડે છે. તેને ટુંકામાં ઉદાહરણ આપવાને વધારે જવું પડતું નથી. સતાર ઉપર આપણે 'દિડદાદિડ દાડા' ગત વગાડતી વેળાએ ઠેકાવાળાએ ગમે તેટલી ગડબડ કરી તો પણ આપણે ચુકવાનો સંભવ ઓછો હોય છે. તે જ જે ગતમાં મેંડ, ઘસીટ, ઝમઝમા, વચ્ચમાં જ બંધ પડવું, વચ્ચમાં જ જરાક બમણી કરવી વગેરે પ્રકાર હોય છે તેમાં ચૂકવાનો સંભવ વધારે હોય છે. બેઉ તરફ ધ્યાન રાખવું એ સારૂં જ છે પણ તેમ રહેવું માત્ર કઠણ છે.

જે ગાયનમાં દેવતાઓની લીલા, રાજાદિનો યશ તથા પ્રસિદ્ધ લઢાઇના વિષય વર્ણાય છે, જે વીર કરૂણાદિ રસમાં પરિપૂરિત ગદ્ય પદ્યમય સુર, તાલ તથા રાગાદિની પ્રગાઢતા અને રચનાનું ગાંભીર્ય વગેરે અલંકાર સંયુક્ત છે તેનું નામ ધ્રુપદ છે. આવી રચના કૌશલને સંસ્કૃત આલંકારિકી ગૌડી રચના કહે છે, ગૌડી શબ્દનું હિંદી નામ ગૌડહાર છે. ધ્રુપદ પુંવ્યવહાર્ય છે, અર્થાત્ કેવળ પુરૂષ ગાયકને માટે બતાવ્યું છે. કોમળ કંઠની સ્ત્રીને માટે તેટલું ઉપયોગી થતું નથી. ઘણુંકરીને ધ્રુપદના અસ્થાયી અંતરા, સંચારી અને અભોગ આવા ચાર પાદ અથવા ૩૩ રહે છે, એ વિષયમાં આલાપની સાથે ધ્રુપદનું કેટલુંક સરખાપણું છે. કોઇ કોઇ ધ્રુપદમાં કેવળ અસ્થાયી અને અંતરો બે જ માત્ર તુક પણ સંભળાય છે. ધ્રુપદ માત્રમાં ઘણુંકરીને વિલમ્બિત લયના આશ્રયથી ગીત થાય છે, ધ્રુપદ નાના પ્રકારના છે, જેમકે:-ગીત, સંગીત, છંદ, પ્રબંધ, યુગલ બંધ અને ધારૂ

ગીત તથા સંગીત પ્રાચીન કાલમાં ચાલતા હતા. હમણાં તેને વાપરતા નથી. જે ધ્રુપદમાં વચ્ચે વચ્ચે 'છંદ' આ શબ્દનો ઉલ્લેખ રહે છે તેનું નામ છંદ છે. જે ધ્રુપદમાં નાના પ્રકારના તાલ ફેરવાય છે, તેનું નામ પ્રબંધ છે. જે ધ્રુપદ બે માણસો એકતાથી ગાય છે, તેમાં એક જણો ધાતુ, માત્રા તથા રાગની સાથે કોઈ વિષયનું વર્ણન કરે, બીજા માણસ જે રાગનું ગાયન થાય છે, તે રાગોપયોગી અર્થાત્ તે રાગમાં જે જગાએ જે ધાતુઓ લાગે છે, કેવળ તે તે ધાતુ તે ગાયનના તાલ લયયોગથી જોડે જોડે આપતો જાય, એવા ધ્રુપદનું નામ યુગલબંધ છે. જ ધ્રુપદમાં 'ધારૂ' આ શબ્દ વખતો વખત આવે તેનું નામ ધારૂ છે. ધાર એ હમણાનું છે. નાયક ગોપાલે તેની ઉત્પત્તિ કરી. ગોવાલિયરનો રાજા માનસિંહનો ધ્રુપદના વિષયમાં વિશેષ ઉત્સાહ અને યત્ન હતો. તેણે ધ્રુપદની ઘણીક ઉન્નતિ કરી હતી. કોઇ કોઇ ધ્રુપદમાં નાયકનાયિકાનું વર્ણન પણ સંભળાય છે.

**ખ્યાલ**—ત્યાર પછી ધ્રુવપદમાં સુધારો વધારો થઇને ખ્યાલનું ગાવાનું નીકલ્યું હોવું જોઇએ. તેમાં ધ્રુવપદના જેટલી સરળતા નથી. કેટલાક સ્વર જલદીથી કહેવા પડે છે તથા એવો ફરક નજરે પડ્યાથી સાંભળનારને વિશેષ આલ્હાદ થાય છે. તેમાં તાલની ખટપટ વિશેષ કરવામાં આવતી નથી. તેનું કારણ એટલું જ છે કે, ખ્યાલ ગાતા તાના લેવા પડે છે, તથા ગાનારનું લક્ષ તેની તરફ રહેવામાં આવે તો તે સારા થાય છે. હમેશાં તાના સમેથી જ ઉઠતા નથી, કેટલાક વચ્ચલા ઠેકાથી જ ઉઠે છે, કેટલાક અડધા માત્રા ઉપરથી જ ઉઠે છે. કેટલાક અઢી માત્રા, સાડાત્રણ માત્રા એટલા લાંબા લેવા પડે છે. આ કામો જેટલા તરત સ્ફૂર્તિથી થયલા જણાય છે તેટલો મનને વિશેષ આલ્હાદ થાય છે. આ બધું સારી રીતે થવું તથા ખ્યાલ જો કે અક્ષરોના પ્રમાણમાં ઘણા જ નાના હોય છે તથાપિ તે અલંકારથી, રાગના વિસ્તારથી સુશોભિત કરીને કહો એથી ખ્યાલ ગાતી વખતે ઘણુંકરીને

ઠેકાજ લગાડવા પડે છે. જો ગડબડ કરવામાં આવે તો એકદી આર્ત-ના તેટલી જ કરાય છે. ઠેકાનો બોલ તદન હાથની તાળી જેવો હોતો નથી, પણ ઘણો જૂદો હોતો નથી. તેમાં તબલાની મીઠાસ તથા તાળી-નુ સુબોધપણુ સાધેલું હોય છે. કોઈ પણ બોલ નીકળતા હોય તથાપિ ઠેકા આવ્યો છે કયાં સુધી તથા સમ કેટલો લાંબા વગેરે ગાનારને તરત સમજાય છે. તેમાં આપણને એવું જણાશે કે, પ્રથમ તાલમાં ફેરફાર થતો ગયો પણ સ્વર તરફ જ્યારે લોકોનું લક્ષ લાગ્યું ત્યારે તેના તાલ-ની ભાજગડ પસંદ થઇ. એ સંબંધમાં થોડો ફરક હિંદુસ્થાની ગાવા-માં તથા કર્નાટકી ગાવામાં હોય છે. હિંદુસ્થાનમાં જે રાગ ભૂપ કરીને છે, તે રાગ કર્નાટકી લોક મોહન કહે છે. હિંદુસ્થાની ગાનારમાં વિવક્ષિ-ત પદ ઉપર આપેલો જોર ઘણો જ ખુબીથી, તથા માધુર્ય રાખીને આપેલો હોય છે. કર્નાટકી લોકોમાં અહિંના ધ્રુવપદના જેવા ઘણું કરી-ને દરેક અક્ષરને એક સરખા હીચકા બેસે છે તથા તે ધક્કા તાલના અનુરોધથી થાય છે. તથા સ્વરની તરફ લક્ષ ઓછું હોવાથી તાલની ખટપટ ઘણી હોય છે.

સુર, વર્ણન, તાલ, રાગ, કોઈ વિષયમાં ખ્યાલ ધ્રુપદના જેવા નથી. ધ્રુપદની પેઠે ખ્યાલમાં જેટલી જોઇએ તેટલી રચનાનું ગાંભીર્ય નથી મૃદુપદ વિન્યાસ દ્વારા જ ખ્યાલ રચવામાં આવે છે સાહિત્ય દર્પ-ણકાર આવી રચનાને લાટિ રીતિ પ્રમાણે લખે છે. લાટિ રીતિને બં-ગાલીમાં ‘ નઓહાર ’ કહે છે. ખ્યાલને પ્રાચીન સંસ્કૃત સંગીત શાસ્ત્રા-નુયાયિક લહચાડિકામાં ગણાઇ શકાય. ખ્યાલ બધા વિષયમાં ધ્રુપદના ક-રતાં સંકોચિત છે પરંતુ તેના કરતાં ઘણા મીઠો છે.

વિલર્ડ કહે છે કે જોનપુરના રહેનાર પ્રસિદ્ધ સુલતાન હુસન સિર્કી* ખ્યાલનો પહેલા ઉત્પન્ન કર્તા છે. ઘણાખરા ખ્યાલનો ઘણું

---

* જોનપુરના સિર્કીવંશના રાજાઓ ઇ. સ. ૧૫ શૈકામાં હતાં.

કરીને અન્યાત્મ ભાવાદિ વર્ણનના કરતા નાયક નાયિકાના વર્ણનમાં પરિપૂર્ણ છે. વસ્તુતઃ ખ્યાલનો માધુર્ય ગુણ હોવાનો મુખ્ય ઉદ્દેશ છે. ઘણાક ખ્યાલમાં ઋતુ વર્ણનાદિ પણ જોવામાં આવે છે. ખ્યાલ માત્રમાં ઘણુંકરીને આસ્થાયી અને અંતરા આ બે ટુક રહે છે. કોઇ કોઈ ખ્યાલમાં ચાર ટુક પણ કોઇ વખતે જોવામાં આવે છે. જે ખ્યાલોમાં ચાર ટુક હોય છે, તેઓનું નામ બોલાર છે. ખ્યાલ કેટલીક જાતમાં વિભક્ત છે. જેમકે:—સારગમ, તેલેના, ત્રિવટ, ચતુરંગ, રાગમાળા, કાબોલકાલબાના, ગુલ, નકસ, જાત્ અથવા જાટ્ ઇત્યાદિ.

સારગમ—કેવળ સાત ધાતુ માત્ર અવલંબીને તાલ યોગથી કોઈ રાગ ગાવાનું નામ શારૂગ મ અથવા સ્વર ગ્રામ સા ઋ ગમમાં ઘણું કરીને બેના કરતાં વધારે ટુક રહેતી નથી.

તેલેના—ને, તે તેરે ઇત્યાદિ કેટલાંક આલાપના બોલ લઇને તેલેના ગાવામાં આવે છે. એમાં ઘણું કરીને બેથી વધારે ટુક રહેતા નથી. કોઇ કોઇ તેલેના વાદ્યનો બોલ અને સ્વર ગ્રામ મોડોથી પણ વર્ણિત થાય છે.

ત્રિવટ્—ત્રિવટમાં ત્રણ ટુક રહે છે. એક ટુકમાં આલાપનો બોલ, એક ટુકમાં વાદ્યનો બોલ અને એક ટુકમાં સ્વર ગ્રામ બંધાયલો રહે છે. આ ત્રણ ટુક ગમે ત્યાં હોય એક સ્થાનમાં ત્રિવટ આ આ શબ્દ રહેવો જોઇએ.

ચતુરંગમાં ચાર પાદ અથવા ટુક રહે છે. તે ચતુરંગ ગમે તે ભાષામાં વર્ણાય, પહેલી ટુકના વર્ણનની સાથે ચતુરંગ શબ્દ રહેશે. બીજી ટુક સ્વર તેમ, ત્રીજી ટુક આલાપનો બોલ અને ચોથી ટુક વાદ્યના બોલથી ગાયન કરવાનો વ્યવહાર છે.

**ટપ્પા**—ખ્યાલના ગાયનના પછી ટપ્પાનું ગાવું નીકળ્યું હોવું જોઇએ, ધ્રુવપદમાં તથા ખ્યાલમાં જે ભેદ છે તેવો જ ભેદ ખ્યાલમાં તથા ટપ્પામાં છે એવું કહીએ તો ચાલે. ખ્યાલના તાનો જેટલા જલદી કાઢવા પડે છે, તેના કરતાં પણ ટપ્પાના તાનો જલદી કાઢવા પડે

છે. અતિશય જલદી કહેતા એક નાડીના ઠોકમાં ૭ સ્વર સ્વચ્છ નીકળવા જોઇએ. તથા ખ્યાલોના કરતાં તેમાં તાનો ઘણા જ હોય છે. ઘણું કરીને બધા તાનો જ કરીએ તો ચાલે. ૭ સાત અક્ષરના 'મૈવારી તેંડીજા' એટલા કકડા નાડીના બત્રીસ ઠોક જેટલા અવકાશ સુધી કહેવાના તથા તેમાં અવકાશ ભરવા માટે તાન મુરકા વગેરે મેળવે છે, તથા તેનું ખરૂ મહત્વ તેનું જ હોય છે. ટપા ગાવાને માટે કંઠની ઘણી તૈયારી હોવી જોઇએ. ટપ્પાની તરાહ એક વખત તેને શીખવવી એટલે તાન જલદીથી જવું વગેર બાબત શિષ્યને કસરત ઉપર સાધ્ય થાય છે. કેટલાક લોકો એવું કહે છે કે, ટપ્પાનું ગાવું જિલાનું છે. તથા એથી પ્રચારમાં કારી, ખમાજ, ઝિંજોટી, ભૈરવી, પિલૂ, માંડમાં જ ઘણાખરા ટપ્પા ગાય છે, પણ તે જિલા તથા રાગ તેમાં શો ભેદ કરે છે તે સમજાતું નથી; તથા રાગમાં ટપ્પો કેમ આવે એ પણ સમજાતું નથી. એવી સમજણ ઉપર તેનો આવો મત થયો હશે તો કોણ જાણે. બીજું કેટલાક લોકો એવું કહે છે કે ટપ્પામાં જિલ્લાનો મેલાપ કર્યો હોય તો ચાલે. આપણે કોઇપણ રાગ લીધો તો તેમાં જેને માટે મેળવણી કરી શકાતી નથી તેને માટે ટપ્પાની પણ મેળવણ કરવી કામની નથી. એક વખત સ્વર અમુક છે એવું ઠર્યું એટલે તેના મન ઉપર એક જાતનો સંસ્કાર થાય છે તથા તે સંસ્કારના કરતાં જૂદો સ્વર અથવા સ્વર તે જ પણ જૂદી રીતે સાંભળવામાં આવે તો આપણે સ્વીકારેલા માર્ગ ત્યાગો એવું જણાઇને તે સ્વર કાનને ઘણો જ કડુ લાગે છે. જો ખ્યાલમાં રાગને ત્યાગતા આવડતું નથી તો ટપ્પામાં તો તે કેમ આવે ?

**ઠુબરી** ટપ્પાના બરાબરનું ગાવું ઠુબરીનું છે. તેમાં ફરક એટલો જ છે કે ટપ્પામાં તાનો ઘણી લાંબી લાંબી હોય છે, ઠુબરીમાં તે નાની નાની હોય છે તેમાં પણ કંઠની તૈયારી કરવી પડે છે.

# આલાપ તત્વ.

સ્વર સાધનાક્ષર સા—ઋ—ગ—મ ઇત્યાદી અનુલોમ, વિલાપ, ગમક, મૂર્ચ્છના, તાન, લય, ખરો સુર અર્થાત્ જે રાગમાં જે જે સુર ખરી રીતે જરૂરનો છે, એ કેટલાક સંયોગથી રાગાદિને ખરી રીતે દેખાડવાનું નામ આલાપ છે. આલાપ શબ્દનો અર્થ રાગની સાથે ‘ સંતોષ ’ કરવો, અર્થાત્ કોઇ રાગને યથાનિર્દિષ્ટ સ્વરાદિથી સિદ્ધ કરવો જ આલાપ છે તેમાં તાલના વિશેષ સમાવેશની જરૂર પડતી નથી, આલાપ કંઠ તથા વીણાદિ યંત્ર બેઉથી પ્રકાશિત કરી શકાય છે. પરંતુ ગાન વર્ણ સંયોગથી થાય છે તેથી કંઠના વિના યંત્રથી પ્રકાશ કરી શકાતો નથી, ગાયન તથા આલાપમાં આટલો તફાવત છે.

**કાલ** વૈયાકરણીઓ અકારાદિ એક એક લઘુ વર્ણ ઉચ્ચારણના કાલને એક માત્ર કાલ કહે છે.

**राकमात्रा भवेद्धस्वोद्धिमात्रो दीर्घ उच्यते ।**
**त्रिमात्रस्तु प्लुतो ज्ञेयो व्यंजनंचार्द्धमात्रकम् ॥**

એક માત્ર વર્ણ હ્રસ્વ, બે માત્ર વર્ણો દીર્ઘ, ત્રિમાત્ર વર્ણો પ્લુત, અને વ્યંજન વર્ણો અર્હમાત્રક છે. વૈદ્યો બીજી રીતે માત્રા બતાવે છે. તેઓના મનમાં આંખની સ્વભાવિક પલક માત્રા મુકરર કરવાનો સહેલો ઉપાય છે.

**तत्र ह्रस्वाक्षरो च्चारणमात्रोऽक्षिनिमेष इतिसुश्रुतम् ।**

ઉચ્ચારણ કરતાં જેટલો સમય લાગે છે તેજ આંખની એક પળ છે, એક એક પળ એક માત્ર કાલ છે. સંગીત શાસ્ત્રકારોના મતે પાંચ લઘુવર્ણ ઉચ્ચારણ કરતાં જે સમય લાગે તેજ એક માત્ર કાલ છે.

**पंचलघ्वक्षरो च्चारणकालोमात्रा समीरिता ।**

માત્રા સંબંધમાં આવા ઘણા મતભેદ છે. ગમે તેમ હો, ગાનાર તથા વગાડનાર પોતાની મરજી પ્રમાણે માત્રાના કાલને વધારે ઓછા કરી શકેછે. મતલબ કે ગાયન વગેરેની વખતે સર્વત્ર કાલનો સમાન વ્યવપ્રાત રહેવાથી કંઇપણ દોષ થતો નથી. સંગીત શાસ્ત્રમાં અડધો, હ્રસ્વ, દીર્ઘ, પ્લુત અને અણુ–આવા પાંચ જાતના માત્રાનો વ્યવહાર છે. એક માત્ર કાલના બે ભાગને બે માત્ર અથવા દીર્ઘ માત્રા કાલ કહે છે. ત્રણ અથવા તેનાથી વધારેને ત્રણ માત્રા અથવા પ્લુત માત્રા કાલ કહે છે અડધાને અર્દ્ધ માત્રા કાલ કહે છે અને ચોથા ભાગને અણુમાત્ર કાલ કહેછે. આ પાંચ જાતના કાલ સમજાવવાને માટે પાંચ જાતના સાંકેતિક ચિહ્ન છે. જેમ કે ( । ) એક અથવા હ્રસ્વ માત્રાના આવું ચિહ્ન ( ॥ ) બે અથવા વધારે માત્રા ! ( ।।। ) પ્લુત માત્રા ( ˅ ) અડધી માત્રા ( × ) અણુ. ગાયનના સુર લખીને દેખાડવાની વખતે આ ચિહ્નો સુરના ઉપર લગાડવામાં આવે છે.

---